# બહાદુર બ્હારવટીયો

અને

# બાળકનું ખૂન



છપાવી પ્રસિદ્ધ કર્તા :

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા અમદાવાદ.



આવૃત્તિ ૪ થી — પ્રત [illegible]

સને ૧૯૨૮ — સંવત ૧૯૮૪

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ,—અમદાવાદ.

મુદ્રક : [illegible] વિશ્વનાથ પાઠક.

કિમ્મત રૂ. ૦-૧૨-૦

રાતી કૉપીરાઈટ ગુજરાતી મોટર ગાઈડ.

**૧-૨-૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક.**

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક, સેકશન સ્ટ્રોક અને ઈનલેટ સ્ટ્રોક, કૉવરેશ સ્ટ્રોક, પાવર સ્ટ્રોક, એકઝો સ્ટ્રોક, વોલ્વ એન્ડ કેમ, ડબલ દાંતાનું કેમ શાફ્ટ, વ્હોલ્વ્હના ટાઈમીંગ, વીગેરે. પેટરાલ, કરાલ્યુ રેટર, તથા કારબ્યુરેટર, બાકી તૈયાર કરવાની રીત, એકયુમ્યુલેટર ચાર્જીંગ ઈન્ડકશનકોઈલ, સ્પારકિંગ પ્લગ, કોનટેક્ટ બ્રેકર, વ્હોલ્મીટર, ઈન્શુલેટેડ વાયર, ડિસ્ટ્રિબ્યુટર, બોસમેગનેટિય મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ, મેગનેટો, આરમ્યુચર, મેગનોટો કોનટેંકટ બ્રેકર અને ડિકસ્ટ્રીબ્યુટર, ટાઇમીંગ કીધરને મેંગેનેટોકોવો કેવો બેસાડવો, સીંગલ સીલેન્ડર ડમલેન્ડર ડબ્રડોઈલ વાયરીંગ, ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ, સીલેન્ડર ફાવરીંગ ઓર્ડર, ડબલસિ-લેન્ડરના કોક, ત્રણ સીલેન્ડરના એન્જીનની માહેતી, છ બસીલેન્ડરના એંજીનનો કોક, વારીંગ વોટર કુલીંગ સીસ્ટમ, ટયુબીલર રેડીએટર થરમોસાવફ્જ વોટર કુલીંગ સીસ્ટમ, વોટરપંપ, કલચેસ, લેદરકોનકલચ, પ્લેટસકેસીંગ, ફેરવાદો મોટીપ્લેટ, ફરનારી નાનીપ્લેટ, કંપલીટ કલચપ્લેટી ડીફરન સીયલ ગીયર ચેનમડગાડ, સ્ટીયરીંગ ગીયર, લેદાર બ્રેકઅન્ડિંગ હેંડબ્રેક ઇનટર્નલ એકસ પેડીંગબ્રેક થોટલ લીવહર અને એકસલીરેટર, ગવર્નર ટાયરમાં હવા ભરવાનો પંપ ટાયરમાં હવા ભરવાનું કોપક, કાયર કાઢવા, ટાયર અને ટયુબનો જથો મહત્વની સુચના વીગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે. પુસ્તકમાં સમજ ખાતર ઠેકઠેકાણે તેના ભાગના ચીત્ર આપવામાં આવેલ છે. કી. રૂ. ૨-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦ આના જુદા. મળવાનું ઠેકાણું:—

**માલેક રામચંદ્ર બાબુજી-ગાજરવાળા—અમદાવાદ.**

# બહાદુર બ્હારવટીયો

અને

# બાળકનું ખૂન.

## પ્રકરણ ૧ લું.

"લોકો કહે છે કે–જેવાં કૃત્ય તેવાં ફળ, જેવું વાવીએ તેવું લણીએ; સારાં કામનો બદલો સારો અને નઠારાં કામનો બદલો નઠારો મળે છે; પણ નહીં! જુવો આજે હું કેવી એક નેક–પતિવ્રતા સ્ત્રી સાથે દુષ્ટ આચરણ આચરવા ઇચ્છા રાખું છું? અને જો હું મારા કામમાં પાર પડયો તો બસ ફતેહ! કાલે રાજાનો દિવાન બની જઈશ! કહો ત્યારે હવે તમે કહી શકશો–કેવી રીતે કહી શકશો–કે દુષ્ટ કામ કરનાર સુખ ભોગવી શકે જ નહિ?...... પણ મારે મારૂં કાળજુ ચોકસ–કઠણ રાખવું જોઈએ. કારણ કે એમ ન થાય કે એની ખુબસુરતી અને મીઠી મીઠી વાતોથી મારી હિમ્મત ......(ચમકીને) અરે જુવો કોઈ આવે છે!"

મધ્યરાત્રિ ક્યારનીએ વીતી ગઇ હતી; એક તો અંધારી રાત્રિ અને વળી બીચોબીચ આવી રહેલી ઘટા! તેથી જાણે પૃથ્વી ઉપર

શાહી ના ફેરવી હોય કે સ્યામ ચાદર પાથરી ન હોય તેમ જણાય છે. એક બાગની અંદર, એક દ્રાક્ષલત્તાની બનાવેલી ઝુંપડીમાં સંતાયલો એક મનુષ્ય, ઉપર વર્ણવ્યા મુજબ બબડે છે. તે પુરૂષનાં રૂપરંગનું વર્ણન કરવું તે અત્યારે ઘણું કઠણ છે કારણ કે એક તો રાત્રિમાં તે સારી રીતે સંતાયલો છે અને વળી તેણે પોતાના ઉપર અંધારપછેડી ઓઢેલી છે; ગમે તેવી પણ તેની આ અવસ્થા આગળ ઉપર છાની રહી શકશે તો નહીં જ, તથાપિ આ સમય તો આ બાગની મધ્યેજ આવેલા, એક માંડવા તરફ જોઇ જોઈને દાંત પીસે છે. સામેજ દેખાતો, આ મંડપ સુંદર લતાથી શોભી રહ્યો છે. અને દીવાનું અજવાળું જે તેમાંથી આવતું જણાય છે તે પરથી સ્પષ્ટ માલમ પડે છે કે એક શુરવીર યુવાન અને યૌવના પરસ્પર વાતો કરી રહ્યાં છે. મંડપ બહુ જ નાનો છે અને દશ-બારથી વધારે મનુષ્ય સંખ્યા ત્યાં બેસી શકે તેમ પણ નથી. તેની બનાવટ ચૂટપટી છે. બેસવાને માટે ખુરશીરૂપ આઠ ચોતરા તેમાં કરેલા છે, અને તેના ઉપર વાંસની વાળેલી કમાનોથી કરેલી છાયા ઉપર વેલો આવી રહેલી છે. મધ્યમાં એક ચીમનીનો દીવો ઝગઝગ પ્રકાશી રહ્યો છે. એકબાજુ ચોતરા ઉપર ઉદી, બનારસી સાડી પહેરી એક યુવતિ રડતી બેઠી છે. તેની ઉમ્મર આશરે ૨૦-૨૧ વર્ષની લાગે છે. તેના સૌંદર્યને-સ્વરૂપ-નાજુકાઈ-ની પ્રશંસા જેટલી કરાય તેટલી થોડીજ છે. મ્હોટી દિવ્ય આંખ્યોમાંથી ખરેલાં મોતી સમાન અશ્રુબિન્દુઓએ તેના કપોલભાગને તર કર્યો છે, અને નાજુક કરોમાં સુવર્ણમયી બંગડીઓ શોભા આપે છે. તેનો ડાબો હાથ કમર ઉપર છે અને જમણો હાથે-પેલો યુવક જે તેના સ્હામે દ્રવિત અંતઃકરણથી અશ્રુભરી આંખ્યે જોઇ રહ્યો છે, અને જેની આકૃતિપરથી

એમ જણાય છે કે તે કંઇક જવા ધારે છે, પરંતુ લાચાર છે. તેનો છેડો પકડી ધ્રૂસ્કે અને ધ્રસ્કે રોઇ રહી છે. નાજુક હાથે પકડેલા કપડાને છોડાવીને આ યુવાન કોઈ રીતે જઇ શકે તેમ નથી જ. પુરૂષની ઉમ્મર આશરે પચીસ વર્ષની છે. સુંદરતાની સાથે જ ત્હેના ચહેરામાં બહાદુરી ઉચ્ચ હૃદયતા આલેખાય છે, અને તેના મજબુત બાંધી દડીના શરીર ઉપર મૂલ્યવાન વસ્ત્રો તેણે ધારણ કરેલાં છે.

"ના નહીં જવા દઉં." તે સુંદરીએ કહ્યું.

"વ્હાલી, મને રોકો માં. મને લોકો મ્હેણાં મારશે અને કહેશે કે વિજયસિંહ ડરી ગયો અને એક સેતાન લુંટારાની દહેશતમાં લેવાઈ જઇ જીવ ચોરી ગયો. મહારાજની આંખ્યો આગળથી પણ હું વેગળો થઇશ અને મારા નેક નામનો ધક્કો લાગશે." તેણે ઉત્તર આપ્યો.

"તે ઠીક છે; પણ ત્યારે લોક એમ પણ નહિ કહે કે, વિમળાએ પોતાના પતિને જાણી જોઇને મોતને હવાલે કરી દીધો"? પ્રશ્ન થયો.

"અફ્સોસ! વીરપત્નિ હોવા છતાં આ વાકયો તમે કેમ વદી શકો છો?" તેણે ઉત્તરમાં પૃચ્છયું.

"ના, ના! હું એવું નથી ઇચ્છતી કે આપના વીરત્વને દુષણ લાગે. હું તો આપની પ્રસંશાજ સર્વત્ર થતી સાંભળવા ઉત્સુક છું. પરંતુ ક્ષમા કરજો, વારંવાર હું આપને વિદિત કરૂં છું અને હું તેનાથીજ બ્હીતીજ ફરૂંછું. છતાં આપ વળી કેમ એ વાર્તાને ભૂલો છો? કૃપાનાથ! મારી એવી ઇચ્છા છે કે આપની સાથે મને લઇ જાઓ અને તે અન્યાયીના હાથથી મારા ધર્મનું રક્ષણ કરો. એ વાત નક્કી છે કે તે દુષ્ટની દાનત બગડી છે અને તે કારણસરજ એક એવા લુટારા સાથે લડવાના બહાને તે આપને મોકલે છે, કે જે સામો આવી

નથી લ્હડતો પણ છાની રીતેજ લોકોના પ્રાણ લે છે" રડતાં રડતાં વિમળાએ પોતાના પતિને જણાવ્યું.

"જ્યાં સુધી તમારા પિતા સુજનસિંહ હયાત છે." વિજયસિંહે સાંત્વન આપવા અર્થે કહ્યું; "ત્યાં સુધી મારૂં ધારવું એમ છે કે, તે કોઈપણ તરેહનો જુલમ ભાગ્યેજ ગુજારી શકશે."

"આપનું કહેવું યથાર્થ છે." વિમળા બોલી, "મને મારા પિતા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. તો પણ જ્યાં મારા પિતાના હાથમાં જોયેલા **લોહીના પ્યાલા**ની વાતનું મને સ્મરણ થાય છે કે, મ્હને કંપારી છુટે છે. હું નાઉમેદ-નિરાશ થઈ જાઉં છું, અને ત્યારે, વ્હાલા, મારી ધ્યાનમાં બીજી વાત નથી ઉતરતી, વ્હાલા! હું આપની સાથેજ આવીશ, આપના સુખ દુઃખની ભાગિયણ થઈશ. મને સાથે લ્યો" તેણે ધ્રુજતાં-કંપતાં વાકય પુરૂં કર્યું.

"તમારી વાત અક્ષરે અક્ષર મારા હૃદયમાં ઉતરે છે અને એમ પણ જાણે છે કે મહારાજે નથી કહ્યું તોપણ તમને મારી સાથે લઇ જઉં ગણ-પણ લોકોના મ્હેણાથી હું શરમાઉં છું-ડરૂં છું. ખરે, માથુ ધુણાવતા એ તો એમજે કહેવાના કે ભાઈ! પત્નિની સાથે લડવા ગયા છે!!" વિજયસિંહે તેને છાતી સરસી દાબતાં ઉત્તર આપ્યો.

"શું ત્યારે મારી વાત ઉપર આપ ધ્યાન નથી આપી શકતા અને મને બાપને હવાલે સોંપો છો?! બાપના હાથમાં તે દિવસ મ્હેં લોહીનો ભરેલો ચાંદીનો પ્યાલો ... ... (કંપી જાય છે) હાય! હાય! એ વાત યાદ આવતાંજ કાળજુ કંપે છે; હૃદય થડકે છે, શરીર ધ્રુજે છે! અરેરે બિચારી કેવી ખુબસુરત..."

"ખરે મ્હોટો ગજબજ ગુજાર્યો છે. એ ખુન તો નહીં જ ભુલાય; પરંતુ હોય, શું કરીએ ! તમારા પિતાજી લાચારીથી તેનો ઇનકાર નહોતા કરી શકયા." સ્હેજ દીલગિર થઇને તેણે કહ્યું "હા, ઠીક યાદ આવ્યું સાંભળો એક યુક્તિ સુઝી આવી છે અને તે તમને કહું."

આ પ્રમાણે કહી વિજયસિંહ વિમળાની પાસે બેઠો અને ધીમે ધીમે વાતો કરવા લાગ્યો."

ત્હણે ઝુંપડીમાં સંતાયલા પુરૂષ, જેનું વર્ણન આરંભમાંજ કંઇક થયું છે અને જે બન્નેની તરફ એક ટસે જોઇ દાંત પીસી રહ્યો છે તેને—એવામાં પાંદડાના ખખડાટે અને પગવટના અવાજે ચમકાવ્યો. તે હોંશીયાર—સાવધ થઇ ગયો અને પાછું ફરી જોતાં એક અન્ય પરિચિત પુરૂષને આવતાં જોઈ ધીમેથીજ બોલ્યોઃ- કોણ સુજનસિંહ ! જવાબમાં "હા" કહી સુજનસીંહ તે પુરૂષની પાસે બેઠા અને બોલ્યા-" કૃષ્ણદાસ ! જો આજ તું મને અહીંથી જવા દઇશ તો જીવતાં સુધી ઉપકાર હું નહીં ભુલું."

"કદી નહીં ! કદી નહીં" કૃષ્ણદાસ બોલી ઉઠયો.

"તો શું ત્યારે મારી લાડકી પુત્રિ મેળવનાનું ખુન મારા હાથેજ કરવું પડશે, ?"

"બેશક ! કારણ કે, નહીં તો તે કબુલ નહી કરે !"

ના, ના, મારાથી તે નહીંજ બને; મારા હાથ કંપી રહ્યા છે અને તલવાર મારા હાથમાંથી પડી જાય છે."

"તમારે તે કામ કરવું જ પડશે."

"મારા હાથની શક્તિ તો ક્યારનીયે જતી રહી છે અને મારાથી તે કામ નહીં થાય."

"ત્યારે શું મારે લોહીના પ્યાલાની વાત દેવડાવવી પડશે ?"

સુજનસિંહ કંપી ગયો. 'અરે, ગજબ થયો' કૃષ્ણદાસને પગે પડતાં તે બોલ્યો "બસ બસ માફ કરો, હવે ફરીથી તે નામ ના લ્યો. હું કરીશ, નક્કી હું કરીશ, તમે જે કહેશો તે કરીશ, અને તે કબુલ નહીં કરે તો મારા હાથથી હું મારી પુત્રિ વિમળાનું ખુન કરવા તૈયાર છું, પણ કૃપા કરી તે વાતનું નામ મારે મોંઢે ન બોલી મને લાચાર કરશો."

"ત્યારે ઠીક." કૃષ્ણદાસે કહ્યું, "હવે અમારે અહીંથી નીકળીને દરવાજા તરફ જવું જોઇએ.

સુજનસિંહ—"જેવો હુકમ."

"પરંતુ નહીં !" કૃષ્ણદાસ બોલ્યો, "કેમ જાણ્યું એ ત્યાં નહીં જાય ? હાં, જુઓ એ બન્ને ઉઠયાં. હું વિજયસિંહની પાછળ જાઉં છું અને વિમળા તમને સોંપું છું."

મંડપમાં બેઠેલાં વિજયસિંહ અને વિમળાની વાતચિત પુરી થઇ ગઇ. તેમણે પરસ્પર છાનીમાની શી વાત કરી તે આ વખતે ન જણાયું કાંતો વિજયસિંહે વિમળાના લાભની કંઇ વાર્તા કહી કે, વિમળાનું કહેવું તેણે માન્ય કર્યું, પરંતુ એટલાજથી સંતોષ માનો કે હવે વિમળા પ્રસન્ન જણાવા લાગી.

વિજયસિંહ અને વિમળા ઉઠયાં અને એક દિશા તરફ વળવા તૈયાર જણાયાં.

"હવે હું તમારી દાસીઓને બોલાવું છું." વિજયસિંહે કહ્યું, "અને હવે તમને એમને હવાલે કરૂં છું."

"ના, હું આપને દરવાજા સુધી વળાવી પાછાં ફરતાં એ લોકોને મળીશ" તેણે ધીમેથી જવાબ આપ્યો.

" જેવી તમારી ઇચ્છા." વિજયસિંહે કંઇ પણ આનાકાની ન કરતાં તેમ કરવા હા પાડી.

પરસ્પર એક બીજાના હાથમાં હાથ લઈ બન્ને ચાલ્યાં અને બાગની પુર્વની દિશા તરફ દરવાજા સુધી ગયાં પછી, વિજયસિંહે વિમળાને કહ્યું: " જાઓ. હવે તમે પાછાં ફરો."

વિમળાએ પુછયું:—" હવે આપ કયારે પાછા આવશો ?"

જો કે નક્કી ન કહી શકાય તોપણ જેમ તેમ વહેલો પાછો આવવા પ્રયત્ન કરીશ." તેણે ઉત્તર આપ્યો અને ચાલવા માંડયું.

" ઠીક, જાઓ પણ મહારાજને ન મળશો" તે બોલી.

" નહીં, કદી નહીં."

વિજયસિંહ આગળ ચાલ્યો, અને વિમળા ત્યાંથી પાછી ફરી: પરંતુ માંડવા તરફ થોડે લગી આવી એટલામાં અટકી અને પાછી ફરી દક્ષિણ દિશાનો માર્ગ લીધો. આ તરફ એક જ્યોત્સ્ના પ્રકાશિત ચાર-પાંચ માળવાળો મ્હેલ શોભી રહ્યો હતો અને ત્યાં કેટલીક સુંદરીઓ બેઠી બેઠી એક બીજાની સાથે વાતો કરતી હતી. આ વિમળાની સર્વ દાસીઓ હતી.

ધીમે ધીમે વિમળા દ્રાક્ષલતાના ઝુંપડા નજીક આવી કે તેજ વખત એક પુરૂષ બહાર નીકળી આવ્યો. તેણે તલપીને વિમળાને પકડી લીધી જમીનપર તેને નાંખી, તેની છાતીપર સવાર થઈ બેઠો અને બોલ્યો:-" વિમળા રોવા કરવાની હવે કાંઈ જરૂર નથી, હવે રોવાથી કાંઇ તને ફાયદો નથી. હવે તારો જીવ લીધા વિના હું તને છોડવાનો નથી ?"

' શું? મારા પિતા સુજનસિંહનો સ્વર સાંભળું છું !' તે ભયથી ગદ્‌ગદિત કંઠે બોલી.

'હા, હુંજ કમબખત તારો પિતા છું.' ઉત્તર મળ્યો.

'પિતાજી શું તમે પોતેજ મને મારવા તૈયાર થયા છો?'

'ના હું મારી પોતાની મેળે તને મારી કાંઇ ફાયદો નથી મેળવી શકવાનો પણ હું લાચાર છું, દિલગીર છું.'

'હાય! શું દુનિયામાં એવા પણ પિતા હશે કે તે પોતાનાજ હાથે પોતાની પુત્રિના પ્રાણ લે!?'

'વિમળા. એક નિર્ભાગિ હું તો એવો એક બાપ છું જ. હવે તું કંઇ ના બોલ તારી પ્યારી વાતો સાંભળી મારૂં કાળજું કંપે છે, ગળે ડચુરો બાઝે છે; કંઠે પ્રાણ આવી જાય છે. હાથથી કટાર છુટી જાય છે. વિમળા હવે તું ચુપ રહે. હું લાચાર છું. તેના પિતાએ થ-થડતે અવાજે તેને કહ્યું.

'શું ત્યારે મારો જીવ કોઇ રીતે નહીજ બચે?'

'હા. બચે પણ તું હરી વાળી વાત કબુલ કરે તો—'

'અરે! તે તો નહીં બને ખેર કદાપિ તે પણ કબુલ કરૂં તો?'

તો તું બચી શકે પણ તે હું નથી ઇચ્છતો. મને તે પસંદ નથી કે તે વાત તું કબુલ કરે.'

'બેશક હું કબુલ નહીંજ કરૂં કેવળ જીવને માટે એ બોલી જવાયું. તમારી મરજી શી છે.'

'નહીં, તે હું કબુલ કરવા કહુંજ કેમ? પણ તને મારવી તે તો યોગ્ય માનું છું. હાય! અફસોસ! હું કેવો અનર્થ કરૂં છું!'

"પિતા!" વિમળાએ રડતાં રડતાં કહ્યું. મારી જીવનદોરી તમારાજ હાથમાં છે. બીજુ નહીતો એક દિવસ, તેમના ચરણનાં દર્શન કરવા તો મને એક દિવસ છોડો.'

"સુજન–વિમળા, આ તારી ભૂલ છે; જેને તું મળવા ઇચ્છે છે તે પણ એક કલાકમાં તો મને આ દુનિયામાં તેમની મુલાકાત થશે."

"હા, દૈવ! એવુંજ છે!? તો પતિના પહેલાંજ મરવા હું તઇયાર છું. બસ, હવે વાર ન કરો, પિતા તમે શું કામ રડો છો? તમે તમારૂંજ સાંભળો, હવે મને મારવામાં વિલંબ ન કરો;" મરવા તત્પર થયેલી વિમળા બોલી ઉઠી.

સુજનસિંહ આંસુ પાડતાં બોલ્યો—હા 'હા, એમજ થશે, લે હવે તૈયાર થા.'

## પ્રકરણ બીજું.

વિજયસિંહ વિમળાને પાછી મોકલી બહાર નીકળી સડકે ચડ્યો. સડકની બન્ને બાજુએ મ્હોટાં મ્હોટાં લીંમડાનાં ઝાડો ઉગ્યાં હતાં અને તે એક બીજાને સામસામે મળેલાં હોવાથી સડક ઉપર અંધારૂં ઘોર થઇ ગયું હતું, અંધારી રાત્રિ, વાદળ ઘેરાયલું અને ઘણાં વૃક્ષોની ઘટાએ તેમાં વધારે કરેલો, એટલે પુછવાની વાતજ શી! વિજયસિંહ આગળ નિર્ભયતાથી ચાલ્યોજ જતો હતો. રસ્તામાં જાણે કોઇ તેની પાછળ આવતું હોય એમ તેને લાગ્યું; તેણે પાછું ફરી જોયું; પણ કોઇનો પત્તો ન લાગ્યો અને તે લાચારીથી આગળ ચાલ્યો પણ આથી તે સાવધ થયો. દુશ્મનને પહોંચી વળી તેને ઠેર કરવાનો તેનો ગુમાન હતો, તે થોડો આગળ ચાલ્યો; વળી કંઇક ખખડાટ સંભળાયો અને એવામાં એક ભટકતો આદમી એકદમ આવ્યો અને તેણે પોતાની તલવાર વિજયસિંહપર પોતાનું જોર અજમાવી તેને પુરો કરવાનું ધાર્યું પણ તેમ ન થઇ શક્યું, કારણ કે

વિજયસિંહ પહેલેથીજ સમજ્યો—ચેત્યો હતો; સાવધ થયો હતો એક હલકો થોડોક ઘા તેને લાગ્યો; પરંતુ તલવાર ખેંચી સામો થઈ તેણે એક લલકારો કર્યો. લલકારાનું પરિણામ તો ઉલટુંજ આવ્યું. મદદને બદલે દુરના એક ઝાડ પછવાડે સંતાઈ રહેલા બીજા બે પુરૂષો નીકળી આવ્યા અને વિજયસિંહને એકને બદલે ત્રણેનો ભેટો ઉલટો કરવો પડ્યો.

વિજયસિંહ ખરેખરો વિજયસિંહજ હતો. અંગબળની સાથે ચાલાક અને સ્ફુર્તિવાળો હતો; ઢાલ, તલવાર, ભાલો, ખંજર સર્વના ઉપયોગમાં તે એક ખરેખર ઉસ્તાદ હતો; પટા ખેલવામાં તે એક કુશળ નર હતો અને ખરાબમા ખરાબ તલવાર પણ તેના હાથમાં આવતાં સતેજ બની બે દુશ્મનને એક સપાટે પાર કરવા યોગ્ય થઈ જતી જણાતી.

તેનો પ્રાણ લેવાને ત્રણ જણા તૈયાર હતા, ત્રણેય ત્રણ બાજુથી તલવાર ચલાવતા હતા; પણ તે કોઈ રીતે ન ડરતાં, કોઈને ન ગણતાં, પોતાને સંરક્ષતાં, સ્હામો ઘા કર્યે જતો હતો. થોડીજ વારમાં પોતાની તલવારે તેણે એકને જખમી બનાવી જમીનદોસ્ત કર્યો અને હવે બે રહ્યા. બેમાં પણ એક તો બહુજ કમજોર—અશક્ત થઇ ગયો હતો અને તે પોતાનો જીવ બચાવવાને માટે ત્યાંથી ન્હાસી ગયો. હવે એકજ સાથે લડવાનું રહ્યું. આ એક વીર યોદ્ધો હતો અને તે લગભગ અડધા કલાક સુધી વિજયસિંહ સાથે લડ્યો. આખરે તેના ઉપર એક સખ્ત ઘા પડ્યો અને વિજયસિંહે તેનું ધડ તેના શરીરથી જુદુ કરી નાંખ્યું.

દુશ્મનોની સાથે યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવાથી વિજયસિંહ ખુશી થવો જોઇએ પણ તેમ ન થયું. થોડીવાર થાક મટાડવાને તે

એક વૃક્ષ નીચે બેઠો અને પછી જ્યાં સહજ શાંતિ મળી કે તે એકદમ બોલી ઉઠયો;—

" આ ત્રણના મામલાથી પતે તેમ લાગતું નથી. જરૂર કોઇ મહા સંકટ આવશેજ. હવે હું આગળ નહિ જાઉં, કદાપિ એમ પણ હોય કે બિચારી વિમળા પણ દુશ્મનના સપાટામાં આવી હોય ?"

વિજયસિંહે આગળ—જ્યાં જવાનું હતું ત્યાં—જવું માંડી વાળ્યું, અને જ્યાંથી તે નીકળ્યો હતો ત્યાં—વિમળા પાસે—જવાને પાછો ફર્યો. થોડીજ વારમાં તે બાગ આવી પહોંચ્યો અને તેની મંડપમાં શોધ કરી. જે મહેલમાં પેલી દાસીઓ અને સખિયો પરસ્પર વાર્તાવિનોદ કરી રહી હતી ત્યાં ગયો. વિજયસિંહને આવતો દેખી સર્વ ઉભી થઇ ગઈ અને વિમળાને તેની સાથે ન જોઇને એક તેની સખિયે પુછ્યું—" વિમળા બ્હેન કયાં ગયાં ?'

' હું તેનેજ મળવા આવ્યો છું. મારૂ એમ માનવું હતું કે તે અહીંજ હશે, ' વિજયસિંહે જવાબ આપ્યો.

સખિ—' તે તો આપની સાથે હતાં તે આવ્યાં છેજ ક્યારે !'

" દિલગીર.' વિજયસિંહના મુખમાથી શબ્દ નીકળી પડયો.

કંઈ સમજણ પડતી નથી કે આપ શું કહો છો ? આપે વિમળા બ્હેનને કયાં મુકયાં હતાં ?" એક બીજી સખિ બોલી ઉઠી.

એક વખત તે સર્વ કહેવાની જરૂર જેવું નથી. એક દિવો લાવો અને મારી સાથે ચાલો. બાગની ચારે બાજુએ શોધ કરો."

વિજયસિંહજીના આ શબ્દોથી દાસીઓ સખિઓ છોભાં પડી ગયાં. સઘળાં ગભરાઈ આમતેમ દોડવા લાગ્યાં. ક્ષણવારમાં દાસીઓ કાકડા કરીને લાવી અને તે અને વિજયસિંહ સર્વ દીવાની સાથે બાગની ચારે બાજુએ વિમળાને શોધવા મંડી ગયાં પણ ક્યાંય

પત્તો ન લાગ્યો.

વિમળાને શોધતાં શોધતાં વિજયસિંહ એકાએક દ્રાક્ષાલતામય ઝુંપડી સમિપ આવ્યો અને એક લાશ પડેલી જોઇને ચમક્યો. નક્કી વિમળાનીજ લાશ એમ તેણે ધાર્યું. તેને અડકયો જોઇ દાસીઓએ કાકડાને આગળ ધર્યો અને વિજયસિંહ નીચે બેસી લાશને જોવા લાગ્યો.—

વિજયસિંહનું સમજવું એમ હતું કે તે વિમળાની લાશ હશે. પણ ના, એ તો કોઈ બીજાની લાશ નીકળી; તે લાશ એક કમ-નસિબ દશ વષના બાળકની જણાઈ. ધડ તે સ્થળે નહોતું કે જેથી ઓળખી શકાય કે તે કોની લાશ હશે; પણ તેનાં શરીરપરનાં વસ્ત્રો કીંમતી હતાં. હાથમાં હીરાનાં જડેલાં કડાં આવી રહ્યાં હતાં. આંગ-ળીઓમાં સોનાની વીંટીઓ પણ હતી અને ગળામાંથી તુટેલી માળાનાં મોતી જમીનપર પડેલાં હતાં.

'ભલે, ધડ લાશથી જુદુ છે—તે અહીં નથી છતાં ઘરેણાં અને કપડાંપરથી સહજજ જણાય છે. હું કહી શકું છું કે, આ લાશ આપણા મુહારાજના ન્હાના પુત્ર સુર્યસિંહની છે' વિજયસિંહે જણાવ્યું.

ઉભેલાં સર્વ બોલી ઉઠયાં—'હાય! હાય! આ શું થયું? કુંવર સાહેબ અહીં કેવી રીતે આવ્યા તેમને કોણે મારી નાંખ્યા?'

વિજયસિંહ—'ગજબ થયો, હવે કોઈ રીતે બચવાનું નહી જ.

જે વખતે મહારાજશ્રીના જાણવામાં આવશે કે, કુંવરસાહેબની લાશ વિજયસિંહના બાગમાંથી મળી આવી કે, નક્કી હું ખુની ઠરીશ. મારી એ કસુર કોઈ રીતે સાબિત નહિ થાય, દુસ્મનોને વાત વધારી હવે મને બનાવવાનો અને મને દુઃખ દેવાનો લાગ મળ્યો. હત-ભાગ્ય! મારી સાથે મારાં સગાંવહાલાં, સર્વને ફાંસીએ ચઢવું પડશે.

હે પ્રભુ! ધર્મ પુરસ્પર—નીતિ પુરસ્પર વર્તન કરવાનો શું આ બદલો ?'

પોતપોતાની આ સંસારમાં સર્વને લાગી છે. પછી તે ભાઈ હો કે બ્હેન હો, માતા હો કે પિતા હો, સ્નેહી હો કે સહોદર હો, સગાં હો વા નોકર હો કે ચાકર હો! પરંતુ દુઃખને વખતે—અણીને વખતે કામ આવે તેજ ખરા પુરૂષ છે—તેજ સંબંધી છે—તેજ સ્નેહી છે—તેજ નોકર છે. કુંવરની લાશ જોઇને-વિજયસિંહ વિષત્તમાં પડયો. ધારીને એક પછી એક સર્વ દાસીઓએ અગિયારા ગણવાનું કામ શરૂ કર્યું. એક વિમળાની શોધ કરવાને બહાને, તો બીજી 'જુઓ અહીં તો કોઇ નથી સંતાયું?' કહી ચાલતી પકડી ગઈ અને પોતાને ઘેર જઇ બેઠી. ત્યારે કેટલીક કંઇ પણ બોલ્યા ચાલ્યા વિનાજ રવાના થઈ ગઈ. જો કોઈ બીજાની લાશ હોત, તો બચવાનો કંઇ પણ રસ્તો હોત. પણ આતો મહારાજનો પુત્ર!! કેટલાનું આમાંથી મોત નીવડવાનું તે કોને માલમ!? આવે વખતે શેઠની સાથે પોતાનો પ્રાણ આપવા કોણ ઉભું રહે!? કદાપિ જો આજ વખતે પુરૂષ મંડળ હોત, તો તો એકાદ પણ ત્યાં ટકત. પણ સ્ત્રીનું શું ગજુ! લાશની પાસે એકલો વિજયસિંહજ રહ્યો. અર્ધો કલાક સુધી તો વિના બોલ્યે ચાલે. શોક ચિંતા કરતો છે ત્યાં ઉભોજ રહ્યો. પણ પછી તેણે તે લાશને ઉચકી અને એવી દીશા તરફ વળ્યો કે જ્યાં ઝાડી ધીચોધીચ આવી રહી હતી અને જ્યાં મનુષ્યની અવરજવર બહુ ઓછી હતી.

આ ઝાડીમાં એક ભયંકર સ્થળે તે લાશને મુકી વિજયસિંહ પાછો ફર્યો અને બાગમાં એક પુળાથી બાંધેલી ઝુંપડી સમિપ આવ્યો. આ ઝુપડું માળીનું હતું. માળી ભરનિદ્રામાં હતો. એક ખુણામાં બે ત્રણ કોદાળી અને પાવડા પડયા હતાં. વિજયસિંહે એક પાવડો

ઉચકયો અને જ્યાં લાશ મુકી હતી ત્યાં જવા નીકળ્યો.

વિજળીના ચમકારા આકાશમાં થતા હતા અને ધીમે ધીમે વરસાદનાં ફોરાં પણ પડતાં હતા. વિજયસિંહ પાવડા સાથે જતો હતો. છાંટા વધારે વધારે પડવા લાગ્યા અને અંધારૂં પણ વધવા લાગ્યું. ફક્ત વિજળીનો ચમકારો થતાંજ જમીન જણાતી અને એક પગલું પણ અંધારામાં આગળ ભરવું તે નબળા પોચાને મન તો બહુજ કઠણ કામ હતું.

જે જગાએ વિજયસિંહે લાજ મુકી હતી તે જગાએ તે આવ્યો તો ત્યાં લાશ ન મળે! તેની તાજુબીનો પાર ન રહ્યો! તેનો ઈરાદો જમીનને ખોદી લાશને ઉંડી દાટવાનો હતો, પરંતુ અંધારી રાત્રિ; ખોળી ખોળી થાકયો પણ આશ્ચર્ય! તે સ્થળે લાશ તો ન હતીજ.

વરસાદ ચોધારે વરસ્યો અને તે વળી બીજી મુસ્કેલી વિજયસીંહને નડી. વિમળાના શોકે એક તો તે ઉદાસિનજ હતો. વળી કુંવરની લાશનો પત્તો ન ખાવાથી તેને જીવન ઉપરથી શ્રદ્ધા પણ ઉડી ગઈ. હવે વિમળાને માટે શોધ કરવાનું પણ યોગ્ય ન વિચાર્યું. બેશક! તેને પોતાના પ્રાણેશ મહારાજા પુત્ર સાથે પણ સારો સંબંધ હતો. અને તેનો ઈરાદો એવો હતો કે ખરા ખુનીનો પત્તો મેળવીને પછીજ ભરસભા મધ્યે આ ભેદને ખુલ્લો કરવો પરંતુ પાવડો લઇને આવ્યો ત્યાર પહેલાં તો લાશ એકાએક ઉડી ગઈ હતી અને તેથી પોતાની ધારણામાં ન ફાવ્યો.

હેરાન થયેલો—કંટાળા ગયેલો વિજયસિંહ લાશને ચારે તરફ ખોળી રહ્યો હતો. વરસાદથી તેનાં વસ્ત્ર સર્વ ભીનાં થઇ ગયાં હતાં એવામાં એકાએક તેણે બાગના દરવાજા આગળ મશાલનું અજવાળું જોયું અને તે પોતાના બાગ તરફજ આગળ વધતું લાગ્યું. એકદમ

તે બાગમાં આવી પહોંચ્યો તો જણાયું કે બે મશાલો સાથે કેટ-લાક પુરૂષો મીણ કાપડના જામા સાથે, મશાલોને છત્રિ તળે રાખી પોતાના મહેલ તરફ જતા હતા.

આ આદમિઓ મહેલે પહોંચે તે પહેલાંજ વિજયસિંહ બીજે રસ્તે થઈ દાખલ થઇ ગયો. મહેલની પાછલી બાજુ એક ઓરડો હતો ત્યાં ભીનાં કપડાં ઉતાર્યાં અને કોરાં પહેર્યાં પણ નહોતાં એટ-લામાં તો દીવા સાથે પેલા લોકો મહેલમાં આવી પહોંચ્યા.

વિજયસિંહ ફક્ત કોરૂ ધોતીઉ પહેરીનેજ ઉઘાડે શરીરે આ લોકની સામો આવી ઉભો અને સર્વેએ તેને નીચા નમી સલામ કરી. આવેલા ટોળામાં બે રાજા કરણસિંહના સરદાર હતા અને બીજા આઠ ખાસ મહરાજના શેલામ હતા, મહરાજા કરણસિંહને ત્યાં વિજયસિંહની ઇજત સારી સચવાતી અને તે કારણસર મહારાજ સરદારો પણ તેને સલામ કરતા હતા. વિજયસિંહની ઈઝત અને આબરૂ સવિસ્તર આગળ વર્ણશે.

બન્ને સરદારોની તરફ જોઇને વિજયસિંહે પુછ્યું—આવા આંધી તોફાનના સમયે આપને અત્રે પધારવા કેમ તસ્દી લેવી પડી?

'મહરાજ આપને બોલાવે છે' એકે કહ્યું.

'જી હા' તેણે ઉત્તર આપતાં કહ્યું 'કુંવર સાહેબના દુસ્મ-નોના સબંધમાં કંઇ ખરાબ ખબર મહરાજને કાને આવી છે અને તેથી તે ઘણાજ બેચેન છે અને આપની સલાહ પુછવા ધારે છે.

'શું ખરાબ ખબર!?' તેમણે ચમકીને પ્રશ્ન કર્યો.

ઉંચો શ્વાસ લેતાં તેણે જવાબ આપ્યો, 'એવી કે કદાચ તેમની જીંદગી પણ ભાગ્યેજ અત્યારે હશે.'

વિજયસિંહે કંપતાં કહ્યું: "ખરે! શું એવીજ હકીકત છે!"

'જી હા' તેનો ઉત્તર મળ્યો અને 'તો ચાલો, હું આવ્યો' કહીને વિજયસિંહ વસ્ત્રધારણ કરવા અંદર ઓરડામાં ગયો.

કંઈ પણ કામ કરવા આ વખતે એકપણ દાસી હાજર નહોતી. વિજયસિંહની સ્થિતિનું આ વખતે વિસ્તારથી વર્ણન વ્યર્થ છે. તોપણ પાઠક વર્ગના સમજવામાં આટલું તો આવ્યુંજ હશે કે તેની સ્થિતિ કેવી કઠણ ભયંકર હતી !?! બિચારાને એટલો પણ વખત ન મળ્યો કે પોતાની વિમળા કે જેને તે પોતાના પ્રાણસમાન પ્રિય ગણતો હતો તેની શોધ કરે.

આવેલાં મનુષ્યો સાથે લુગડાં પહેરી વિજયસિંહ મહરાજ પાસે જવા નીકળ્યો. આ વખતે વરસાદ વરસતો બંધ રહી ગયો હતો. રાત્રિને વીતવાને ભાગ્યેજ દોઢેક પહોરની પણ વાર હતી. વિજયસિંહ જતો હતો. ખાસ રાજમહેલ તરફ, પરંતુ તર્કો વિતર્કો તેને થયે જતા હતા અને તે વીચારોમાં એટલો લીન હતો કે તેને પોંતાના શરીરનું પણ ભાગ્યેજ ભાન હતું. ફક્ત મહારાજને ત્યાં મશાલો અને આદમિઓની પાછળ તે બેભાન અવસ્થામાં ચાલ્યો જતો હતો.

તે ઘડીમાં વિમળા વિચારોદધિમાં ડુબતો કે તે એકાએક ક્યાં ગઈ અને આફતમાં સપડાઈ!? ત્યારે બીજી બાજુથી ઘડીમાં તેનું ધ્યાન કુંવરબાઈની લાશપર જતું અને અજાયબીની સાથે બનેલી બીનાનું પુનઃ સ્મરણ કરી તેના પરિણામાં પોતાના સર્વ સંબંધીયોપર પણ વિપતિ વાદળ ઘેરાયું ધારી, તેનું કઠણ કાળજુ કંપતું હતું. કારણ ખોટા નામે પોતાનો જીવ ખોવામાં તે ઘણુંજ હીણપદ માનતો હતો. અરે લડાઈમાં વીરત્વ દર્શાવી મરણને શરણ થવાની તેને કાંઇ પણ દરકાર નહોતી તેની સાથે વળી ચાલુ જમાનાની નતિરીતિ તરફ પણ તેનું ધ્યાન જતું એમ પણ વિચાર

આવતો કે મહારાજે આટલા બધા આદમિઓને મને બોલાવા કેમ મોકલ્યા હશે ? તે કામને માટે તો એક નોકર બસ હતો; આ વિચારનો પોતેજ પાછો જવાબ આપી અંતઃકરણને શાંત પમાડતો કે આજે તો મહારાજપર આફત આવી છે અને તેથીજ મને બીડાબીડમાં ગભરાટમાં બોલાવવાને આટલાં મનુષ્યો મોકલ્યાં હશે.

આ પ્રમાણે સર્વ વાતોનો શોક કરતાં વિજયસિંહ મહારાજનાં આદમિયોની પાછળ પાછળ ચાલ્યો જતો હતો. તેઓ સર્વ દ્રાક્ષલતાવાળી ઝુંપડી આગળ–જેના સંબંધે આગળ લખવામાં આવ્યું છે, જે સ્થળે બિચારી વિમળાએ પોતાના નિર્દય પિતાને પોતાનો જીવ સોંપ્યો હતો. અને જે સ્થળે વળી સૂર્યસિંહની લાશ જણાઇ હતી ત્યાં આવ્યા, કે એકાએક બન્ને મશાલચીઓ થોભ્યા અને ચમકીને બોલી ઉઠયાઃ—

'અરે જુઓ, જુઓ, અહીં કોઇની લાશ પડી છે !!'

આ અવાજે સર્વને ચમકાવ્યા. બે સરદારોની સાથે વિજયસિંહ પણ આગળ આવ્યો અને સડકની બાજુપર એક લાશને પપડેલી જોઇ સર્વ આશ્ચર્ય પામ્યા. જો કે આ લાશ ધડ વિનાની હતી તો પણ વિજયસિંહની સાથેના મહારાજના આદમિયોએ તરતજ એ ઓળખી લીધું કે તે કુંવરસાહેબની લાશ હતી.

વિજયસિંહની તાજુબીનો પાર ન રહ્યો. કારણ કે આ લાશને દાટવાને માટે તે તો એકાન્તમાં લઈ ગયો હતો અને માળીને ત્યાંથી પાવડો લઇને ગયો ત્યારે તે લાશ ગુમ થયેલી હતી અને ઘણીવાર સુધી શોધતાં પણ તેનો પત્તો નહોતો લાગ્યો. હવે એકાએક તે લાશને તેજ સ્થળે તેણે જોઇ કેજ્યાંથી તે ઉઠાવીને દાટવા લઈ ગયો હતો !!

મહારાજના આદમિઓએ લાશ જોઇને રડવું ચાલતું કર્યું. ખુબ

શોરબકોર થઈ રહ્યો આની ખબર સુતેલા માળીને પણ પડી અને તે પણ તે જગાએ આવી આક્રંદમાં ભળ્યો.

થોડીવાર સુધી ત્યાં હાહાકાર ચાલુજ રહ્યો. પછી વિજયસિંહે પોતાના બન્ને હાથપર આ લાશને ઉઠાવી દીધી અને રડતાં રડતાં આંસુ પાડતાં પાડતાં સર્વ મહારાજની પાસે જવા ચાલ્યા.

## પ્રકરણ ૩ જું.

પ્રાતઃકાળ થવાને પ્રહરેક બાકી હશે. વાદળે શ્વેતતા ધારણ કરી હતી. આ વખતે વિજયસિંહ કુંવરની લાશને હાથમાં લઇને કિલ્લામાં આવી પહોંચ્યો હતો. કિલ્લાની અંદર રઇયત અદ્યાપિ આરામમાં હતી. ફક્ત કેટલાક ખાંસીથી પીડાતા હતા તેવા વૃદ્ધો ગળફા બહાર નીકળે તો આરામ થાય ધારી જાગતા બેસી રહ્યા હતા. સરકારી વર્ગમાં કંઇક ગડબડાટ જામ્યો હતો. રસ્તામાં જેમ જેમ લોકો વિજયસિંહને મળતા ગયા તેમ તેની સાથે જવામાં ભળ્યા અને દિવાનખાનાના દરવાજા સુધી પહોંચતાં તો લગભગ સો દોઢસો માણસ થઈ ગયું. પરંતુ જ્યાં દિવાનખાનું આવ્યું અને તેમાં પ્રવેશ થયો કે આઠ દસ માણસ સિવાય કોઇ સાથે ન ગયું. કુંવરસાહેબના મૃત્યુની ખબર ચારે બાજુ ફેલાઇ ગઇ, વાતમાં વાત વધી, રજનું ગજ થવા માંડયું અને સર્વત્ર હાહાકાર વર્તાયો, મહારાજા કરણસિંહ અદ્યાપિ-પર્યંત દિવાનખાનામાં ગાદી ઉપર બેસી રહ્યા હતા. બે ત્રણ ચીમનીઓ પોતાની આગળ અને બે ત્રણ બીજા દિવા દિવાનખાનામાં બળતા હતા. વિજયસિંહ મહારાજની પાસે આવ્યો અને કુંવરની લાશ તેમના મ્હોં આગળ મુકી શીર ફૂટતાં રોઈ પડયો.

લાશ ઉપર નજર પડતાંજ મહારાજની સ્થિતિ ચિત્ર વિચિત્ર થઇ ગઇ. તે લાશ તેના નાના કુંવર સુર્યસિંહની હતી તે તેના તુરત જાણુવામાં આવ્યું મહારાજની બેચેનાંનો —નાઉમેદીનો પાર ન રહ્યો તે પોકેપોક મુકી રડવા લાગ્યો અને સર્વ મંડળ પણ તેની સામે પોકાર કરતું–કુટતું તેમાં ભળ્યું.

આ વખતની દીલગીરીનો દેખાવ અને રાણીઓની થયેલી દુર-દશાનું વર્ણન નિરર્થક છે અને એટલુંજ પુરતુ છે કે એક કલાક લગી રડારોળ ચાલી, છતાં મહારાજનું ધ્યાન એ પુછવા તરફ ન ગયું કે કુંવરસાહેબના મોતનું કારણ શું ! તેને કોણે માર્યો અને લાશ કયાંથી મળી !

આખરે સહારાજાએ કાળજું કઠણ કર્યું અને કુંવરસાહેબના મોત વિષે વિજયસિંહની સાથે વાતચીત કરવા લાગ્યા—

‘ હાય મારા પ્યારા પુત્રને કોણે માર્યો ? ’ તેણે વિજયસિંહને રડતાંજ પુછયું.

‘ મહરાજ ! અદ્યાપિ આ ક્રુર કર્મ કોણે કર્યું ? તે જણાયું નથી. ’ ઉત્તર મળ્યો.

વિજયસિંહને બોલાવા ગયેલા નોકરોની સાથે ગયેલા એક સર-દાર ઉપર મહારાજની દૃષ્ટિ પડી અને તેને મહરાજે પૂછયું—‘ કેમ હરીસિંહ તમને કંઈ માલમ પડયું છે ? ’

‘ ના મહારાજ કંઇ માલમ પડયું નથી, ’ તેણે પ્રત્યુત્તર વાળ્યો. ‘ હું તો ફક્ત એટલુંજ કહી શકીશ કે અમે જ્યારે વિજય-સિંહજીને બોલાવા ગયા ત્યારે તે ઘેર નહોતા; લાચાર થઈ અમે વરસતા પાણીમાં બાગમાં ગયા. ત્યાં તે હતા તે વખતે તે ઉઘાડે શરીરે અમને મળવા આવ્યા, તેમનું શરીર ભીનું હતું અને તેથી

અમને એમ લાગ્યું કે એ વરસાદમાં કંઈ બહાર ગયા હશે અને લુગડાં બદલતા હતા એવામાંજ અમે ત્યાં જઈ પહોંચ્યાં હોઇશું. ખેર, અમે સરકારી આજ્ઞા નિવેદન કરતાંજ તે લુગડાં પહેરી તુરતજ અમારી સાથે આવ્યા. આ વખતે વરસાદ વરસવો તદ્દન બંધ પડી ગયો હતો. જ્યારે અમે બાગની વચ્ચોવચ આવ્યાં કે ત્યાં એકાએક આ લાશ અમારી નજરે પડી.'

સ્હેજ શોકભરી મુખમુદ્રાથી મહારાજ બોલી ઉઠયા–'કહેતાં જીભ ઉપડતી નથી–કારણ વિજયસિંહ નેક, ઇમાનદાર અને દયાળુ તરીકે સર્વત્ર સુપ્રસિદ્ધ છે; પરંતુ તમે જે કહો છો તે જો સાચું હોય તો તો વિજયસિંહ ઉપર પણ શક આવવાનું કારણ મળે છે.'

'આ સેવકની શી ગુજારા કે મહરાજની સમક્ષ એક શબ્દ પણ જુઠો નીકળે. વિજયસિંહજી અહીં હાજર છે અને તેમને પુછવાથી આપને જણાશે કે મ્હારૂં કહેવું સત્ય છે કેમ?' તેણે વિનયપૂર્વક જવાબ આપ્યો.

'હરીસિંહે જે કહ્યું તે અક્ષરે અક્ષર ખરૂં છે.' વિજયસિંહે હાથ જોડીને કહ્યું 'પરંતુ મહારાજ! એવું કદાપિ પણ બને કે આપ અન્નદાતા અને પરમેશ્વર સમાન માલિક ઉપર હું એવો જુલમ ગુજારૂં—

'ગમે તેમ હો' પાદશાહે શકમંદ ચહેરેથી વિજયસિંહ તરફ નજર કરીને કહ્યું; 'પણ વિજયસિંહ! મેં તમને તુરતજ જવાનો હુકમ કરીને એમ આજ્ઞા કરી હતી કે મધ્યરાત્રિ પહેલાં તો તમારે અહીંથી નીકળી જવું, છતાં લગભગ સવાર થઇ ત્યાં સુધી તમે બાગમાં કેમ હતા? વળી હરીસિંહ કહે છે એવી સ્થિતિમાં હતા! તો નક્કી કાંઇ આમાં ભેદ જેવું જણાય છે!'

વિજયસિંહે ગંભીરાઇથી જવાબ દીધો—' તેનું કારણ તો એજ હતું કે બિચારી મારી વિમળા ઉપર એક આફત આવી પડી છે અને તે કોઇ દુશ્મનના સપાટામાં સપડાઈ છે, હું તેને શોધ્યા કરતો હતો તેમાં વાર લાગી મેં તેને શોધી ત્યારે વરસાદ વરસતો હતો અને મારાં કપડાં તેથી પલળી ગયાં; આથી હરીસિંહે વર્ણન કર્યું તેવીજ સ્થિતિમાં હું હતો.'

'આ સર્વ વાર્તા કેવળ કલ્પિત જણાય છે, કદાપિ વિમળા એકાએક ગુમ થઈ ગઈ તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી! કેમકે એ બદચાલ ઓરત નક્કી કોઈની સાથે કયાંઈ નીકળી ગઈ હશે અને તેણે એમ કર્યું એટલે તમને ઠીક બહાનું હાથ લાગ્યું!?' મહરાજે ક્રોધમુદ્રા કરીને કહ્યું.

'વિમળા બદચાલ ઓરત!' આ વાત વિજયસિંહને એક ગોળી સમાન લાગી, કારણ કે તે સારી રીતે જાણતો હતો કે વિમળા પતિવ્રતા હતી અને સાચાજ દીલથી વિજયસિંહના ઉપર સત્ય સ્નેહ રાખતી હતી. ક્રોધને માર્યો વિજયસિંહની આંખ્ય લાલચોળ થઈ ગઇ. પરંતુ ક્રોધ કરવો એ સભ્યાસથી બહારનું કાર્ય હોવાથી તે સંભાળપૂર્વક બોલ્યો—

'મહરાજ વિમળાને માટે આવા અયોગ્ય શબ્દોનું ઉચ્ચારણ યોગ્ય નથી.

મહરાજે કહ્યું તે યોગ્યજ છે' હરીસીંહ વચ્ચે બોલી ઉઠ્યો, અને તેણે રાજાની તરફ જોઇને કહ્યું: વિજસીંહજી ઉપર શક આણવાનું એક બીજું પણ કારણ મને મળ્યું છે.'

'એ કયું?' પ્રશ્ન થયો.

'કુંવરસાહેબ જે ત્રણ આદમીને પોતાની સાથે લઇને બહાર

ગયા હતા–હરીસીંહે કહેવા માંડયું ' તેમાંથી વીજયસીંહે બેને આજ પૂરા કર્યા છે, એમાં એક જે જીવતો રહ્યો છે તેની જુબાનીં અમે વીજયસીંહને બોલાવા બાગમાં જતા હતા, ત્યારે–લેતાં આ સર્વ માલુમ પડયું છે. આ વખતે તે ત્રીજો પુરૂષ હાજર છે અને તેનું નામ કૃષ્ણદાસ છે.'

' હાં શું એમ છે!?' મહારાજે ધીમેથી ડોકું હલાવતાં પુછ્યું.

હા જી. મહારાજ સાહેબની હજુરમાં ખોટું જણાવાયજ કેમ? હું ઇશ્વરના સોગંદ ખાઇને કહું છું કે આ વાત મેં કૃષ્ણદાસના મ્હોંથીજ સાંભળી છે ' હરીસીંહે પ્રતિજ્ઞા લેતાં જવાબ આપ્યો.

હરીસિંહ તેની વાર્તા કરી રહ્યો તેવામાં રાજાની દૃષ્ટિ કુંવરની લાશ ઉપર પડી અને કાળજામાં ભોંકાયેલી એક છરી તેમને જણાઇ. મહારાજે હાથ લાંબો કરી તેને કહાડી તો માલમ પડયું કે તે છરીની મુઠને કાળજાની અંદર સખ્ત મારેલી હતી. છરીના પાના ઉપર રાજકુમાર વીજયસીંહ ' શબ્દો ખોદેલાં જણાયાં અને જોતાંજ એકદમ તેમની આકૃતિ બદલાઈ.

શોકને બદલે હવે મહારાજાના ચહેરા ઉપર ક્રોધનાં નિશાનો ફરી વળ્યાં, હોઠ પીસવા લાગ્યા. વીજયસીંહ ગભરાઇને બોલ્યો. અલબત આ છરી મારી છે પણ મારી પાસેથી ઘણા દિવસ પુર્વે ચોરાઇ હતી અને હું તેની ખોળમાં હતો; પરંતુ આજ સુધી તેનો પત્તો લાગ્યો નહોતો.

' ચુપ રહે નાલાયક બેઇમાન!' મહારાજે અત્યંત ક્રોધ ભરી આંખ્યથી તેની સ્હામે નીહાળતાં ઉચ્ચ સ્વરે કહ્યું ' હવે હું તારી બેકસુરી કોઈ રીતે સાબિત નહી કરી શકું. ચોટા–હાય...! આજ સુધી કાંઈ નથી સાંભળવું ' ( બારણા તરફ જોઇને ) ' અરે

છે કે કોઈ હાજર ? આ હરામજાદાને એકદમ લઇ જાઓ કેદ કરો હું મારાં મારા હાથથીજ તેનાં સગાં સબંધી સર્વનાં માથાં કાપી મારૂં કાળજું થંડુ કરીશ (હરીસીંહની તરફ દૃષ્ટિ નાંખી 'એકદમ તમો સો સિપાઇઓ લઇ જાઓ; કાલ આ કમબખ્તનું ઘર ઘેરી લ્યો અને સર્વ પુરૂષ સ્ત્રીઓને પકડીને કેદખાનામાં પુરી લ્યો.

'મહરાજાના હુકમનો અમલ કરવા તુરતજ તજવીજ થઈ અને પોતે ઉઠીને જમાનખાનામાં ગયા.



## પ્રકરણ ૪ થું.



ઉપર લખેલા વર્ણનને ત્રીજે દિવસે લગભગ મધ્ય રાત્રિએ વીજયસિંહના બાગમાં પેલી દ્રાક્ષાલતાની ઝુંપડીની પાસે એક ઉંચા કદનો પુરૂષ શ્યામ વસ્ત્ર ધારણ કરી આમતેમ ફરતો હતો. આ બાગમાં તે દિવસના માફક અજવાળુ નથી જણાતું, મહેલમાં એક સાધારણ દીવાનો પ્રકાશ પણ નથી, માળીની ઝુંપડીમાં પણ અંધારૂંજ છે અને એમ પણ કહેવું જોઇએ કે ચારે તરફ હાલતો ચાલતો જતિના અપાસરા સમાન લાગે છે. આ ઉંચા કદનો પુરૂષ દ્રાક્ષાલતાની ઝુંપડીથી તે મહેલ અને તેની પાછળના દિવાનખાના સુધી આમતેમ આંટા ખાયા કરે છે અને પોતાને કોઇ પણ દેખે નહી તેમ દરેક રીતે સાવધ રહે છે, જરાક ખટકારો કે એક પાંદડાનો અવાજ થતાં પણ તે ચમકે છે, અને કોઈ ઝાડને ઓઠે કે ઝાડીની વચ્ચે પોતે ભરાઇ બેસી ચારે તરફ જુએ છે.

લગભગ બે કલાક વીત્યા પરંતુ આ પુરૂષ અહીંઆં કેમ ફેરા

ખાતો હતો અને શી ધુનમાં હતો તે ન જણાયું. થોડીવારમાં એક બીજો પુરૂષ બાગમાં આવતો જણાયોઃ આ ઉંચો પુરૂષ તેને જોતાં જ એક ઝાડને ઓઠે સંતાયો. અને તે કોણ છે, કેમ આવ્યો છે અને શું કરે છે? તે જોવા લાગ્યો.

નવો આવનાર પુરૂષ સીધો મહેલમાં ગયો અને ત્યાં ઘણીવાર સુધી ટક્યો. પાછલા દિવાનખાનાનું તાળુ ઉઘાડી તેણે અંદર પ્રવેશ કર્યો પછી થોડીવારમાં એક નાનો સરખો દાબડો હાથમાં લઈ બહાર નીકળી તાળું સાચવી બાગની બહાર આવ્યો પરંતુ એટલામાં તો પેલો સંતાએલો પુરૂષ જે પ્રથમથીજ બાગમાં આની પોતાનો ઘાટ રચતો હતો તે-તેની પછવાડે જઈ પહોંચ્યો; તેને બન્ને હાથે મજબુત પકડયો, એને એવી રીતે પટકી નાંખ્યો કે તે જમીન ઉપર ચતાપાટ પડયો; આ ઉંચો પુરૂપ હવે તેની છાતી ઉપર ચઢી બેઠો અને પુછ્યું 'બોલ, સાચુ બોલ તારૂ નામ શું? તું કયાંથી આવ્યો અને શું લઈ જાય છે?'

એકાએક જમીન ઉપર પડી જવાથી બેશુદ્ધ બનેલો તે ઉત્તર આપી ન શકયો એટલે તેના માથામાં એક મુષ્ટિપ્રહાર કરી પુનઃ તે છાતી ઉપર બેઠેલા પુરૂષે કહ્યું:-' પુછ્યું તેનો જવાબ સત્વર આપ, નહીં તો ગળુ દબાવી અહીંજ પુરો કરીશ.

આખરે લાચાર બની પોતાની મોતની છાતી ઉપર સવાર થયેલા તે કાળરૂપ પુરૂષને તેણે કહ્યું:—

" હું વિજયસિંહનો નોકર છું, મારૂં નામ શ્યામલાલ છે, મારા શેઠે મને તેમની મહોર લેવાને મોકલ્યો હતો તે હું લઇ જાઉં છું. મારો કાંઇ ગુન્હો નથી, કોણ જાણે કેમ મને...... "

આથી વધારે તે બોલ્યો નહી તે પહેલાં તો એક બીજો મુષ્ટિપ્રહાર નથી કર્યો? મને પણ જુઠું કહે છે. હું કોણ છું તે શું તું જાણતો નથી...... ઠીક છે! તું બિચારો શું જાણે કે હું કોણ છું? જો તું જાણતો હોય તો કદી મારા મ્હો આગળ તું જુઠું બોલેજ! તારા બોલવાથીજ હું જાણી ગયો છું કે, તું વિજયસિંહનો નોકર નથી પરંતુ આ દુનિયામાં અત્યંત જુલમ અને કેવળ ત્રાસ વર્તાવનાર, પેલા બેઈમાન રાજા કરણસિંહનો નોકર છું. તારૂં નામ સુરસિંહ છે. હું તારા જુઠું બોલવાને માટે તને સજા કરી તને અહીંજ ઠાર મારત, પરંતુ નહી. તારા બેઇમાન રાજાને માટે એક સંદેશો મોકલવાનો છે તેથી છોડું છું. અલ્યા, ધ્યાન દઇને સાંભળ. હું લુંટારો છું, ન્હારસિંહ લુંટારો મારૂંજ નામ, જેનું નામ સાંભળીને તારા રાજાના કાળજામાં તેલ રેડાય છે. પ્રજા કંપે છે તે હુંજ. હું પોતેજ; મને પકડવાને માટે તારા રાજાએ વિજયસિંહને હુકમ આપ્યો હતો અને તે બિચારો તેમ કરવા તો ન પામ્યો પણ એવામાં તેના ઉપર જુઠો આરોપ મુકયો અને તેને કેદ કર્યો (હાથમાંથી મહોરનો ડબો છીનવી લઇને) તારા રાજાને કહેજે કે, મહોરનો ડબો ન્હારસિંહ લુંટારાએ છીનવી લીધો. તું ન્હારસિંહને પકડવાને નકામી રોજ ફોજ મોકલે છે. પરંતુ તારી ફોજ કોણ જાણે કયે સ્થળે જાય છે, શું કરે છે અને કયાં શોધે છે? ન્હારસિંહ તો હમેશાં શહેરમાંજ રહે છે. પણ સંભાળજે હવે તારા ઘડીયાં ચોઘડિયાં વાગે છે; કહેજે કે લોહીના પ્યાલાની વાત ન્હારસીંહ લુંટારાને માલમ નથી એમ નહી.' શબ્દો છાતીપર સ્વાર થયેલા ન્હારસિંહના મુખમાંથી રાજાને કહેવરાવવાના નીકળ્યા.

'લોહીનો પ્યાલો શું?' સુરસિંહે બ્હીતા બ્હીતા પ્રશ્ન કર્યો.

એ પુછવાનું તારે શું કારણ? જે હું તને કહું છું તેમ તું

જાઇને કહેજે અને વળી કહેજે કે, 'વખત મળશે તો ન્હારસિંહ આજથી આઠમે દિવસે તને મળશે, હવે જા, અરે એક વાત યાદ આવી, કહી દેજે કે જોજે કુંવર સંબંધી ખરી વાત સારી રીતે સંતાડજે કે તારો બીડો ભાગી ન જાય,' તેણે ફરીથી એક બીજો મુષ્ટીપ્રહાર કર્યો.

ન્હારસિંહને છોડી દીધો અને એક ક્ષણમાં કોણ જાણે કયાંય અદ્રશ્ય થઇ ગયો. 'ન્હારસિંહ' નામ સાંભળતાંજ સુરસીંહ એટલો ભય પામ્યો હતો કે તેના ગયા પછી પણ એક કલાક સુધી શુદ્ધિમાં ન આવ્યો. સુરસિંહ તો પણ શું પણ આ આખા હરીપુરમાં એવો માનો જણ્યો કોઇકજ હતો કે જે ન્હારસિંહ લુંટારાનું નામ સાંભળી ન બ્હીએ, ભય ન પામે.

શુદ્ધિ આવ્યા પછી થોડીવારે સુરસિંહ ઉઠયો અને રાજમહેલ તરફ ચાલ્યો. રાજમહેલ અહીંથી બહુ દુર નહિ તો અડધો એક માઇલ જેટલો તો હતોજ. શ્વાસ લેતા લેતા સુરસિંહ રાજમહેલ પહોંચ્યો ત્યારે ઘડી દોઢ ઘડીજ રાત્રિ બાકી રહી હતી; દિવાનખાનાંમાં ચારે બાજુએ ચળકતી મોતીની ઝાલરવાળી કિનખાબની ઉંચી ગાદી ઉપર મહારાજા બીરાજયા હતા. બે સરદારો બંને બાજુ તરફ બેઠા હતા, સામે લેખિની ખડીયો, કાગળ વિગેરે લખવાનો સામાન પડયો હતો.

મહારાજનો કુંવર મૃત્યુ પામેલો હોવાથી મહારાજ તો સુતકી હોવા જોઇએ. છતાં દિલગિરિનું એકે ચિન્હ મહારાજના મુખ ઉપર અત્યારે કેમ નહી હોય ? એવો વિચાર વાચકને સહજ આવવા સંભવ છે. તો તેના ઉતરમાં એટલુંજ જણાવવાનું કે, પુર્વે જે ગાદીપતી હોય તે શબને અગ્નીદાહ કરતા નહોતા તેમ દશાશ્રાદ્ધ કરનારની પેઠે ક્ષાર કરાવી સૂતક પણ નહોતા પાળતા. હાલ પણ કેટલાંક રજવાડામાં

(આવો રીવાજ ચાલે છે) આ ઉપરાંત અહીં તો કુંવરસાહેબનો મરવાનો મામલોજ કંઈ વિચીત્ર પ્રકારનો છે અને તેનું વર્ણન આગળ થશે.

સુરસિંહ નીચા પડીને સલામ કરી અને હાથ જોડીને સામે ઉભો. ન્હારસિંહ લુંટારાના ધ્યાનથી ડરનો માર્યો તે બિચારો હજુએ કાંપતો હતો.

'મ્હોર લાવ્યો ?' મહારાજાએ પુછ્યું.

'જી......લાવ્યો તો હતો. સુરસિંહે ગળતાં ખાતાં જવાબ આપ્યો પણ નરસિંહ લુંટારાએ દાબડો લુંટી લીધો.'

"શું ? ન્હારસિંહ લુંટારાએ ?" ન્હારસિંહ નામ સાંભળતાંજ રાજા ચમકયો અને બોલી ઉઠયો.

'જી, હા.' ઉત્તર મળ્યો.

'શું ? આજ પણ તે શહેરમાં આવ્યો હતો.'

'જી, હા વિજયસિંહના બાગમાંજ તે મને મળ્યો.!

'બોલ, બોલ સ્પષ્ટ રીતે મને કહે કે શું બન્યું ?'

વિજયસિંહના દિવાન ખાનામાંથી મહોર બાગમાંથી નીકળવા પછી ન્હારસિંહને મળવા સુધીનો પુરેપુરો વૃત્તાંત તેણે કહ્યો અને મહારાજાને કહેવા સોંપેલો સંદેશો પણ વિદિત કરી દીધો.

મહારાજ, આ સાંભળી થોડીવાર તો મનમાંજ ચિંતા કરતા ચુપ રહ્યા પણ આખરે એક ઊંડો નિશ્વાસ નાંખતા બોલ્યાઃ—'કોણ જાણે કેમ, આ સેતાન લુંટારો મારી પછવાડે પડયો છે! કોઇ રીતે પકડાતો નથી, વિજયસિંહના કામમાંથી પરવારી જરૂર તેને પકડવાની કોઇ તજવીજ કરીશ. યુક્તિ રચીશ, કોણ જાણે શી રીતે તે મારાં આવાં ઘણી ચાલાકીથી અને છુપી રીતે કરવામાં આવેલાં કૃત્યોને પણ જાણે છે!" (હરિસિંહની તરફ ફરીને) 'કેમ હરિસિંહ તમે કંઈ આનો ભેદ કળી શકો છો ?"

"મહારાજ, આ વાતમાં તો મારી અક્કલજ કહ્યું નથી કરતી ને" હરિસિંહે જવાબ આપ્યો.

'લાચાર દિલગીર! જો રઇયતની વિજયસિંહ ઉપર આટલી પ્રીતિ નહોત તો હું તેને મારે હાથેજ પુરો કરી શાંત થાત, જ્યાં સુધી વિજયસિંહ જીવતો છે, ત્યાં સુધી મને કોઈ રીતે નિશ્ચતતા નથી. પણ ઠીક છે, તે હવે સપાટામાં આવ્યો છે; તેના ઉપર મોટો અપવાદ તો મુકાયો છે. હવે પરમદહાડે સઘળો દરબાર એકઠો કરી વિજયસિંહને દુષિત ઠરાવું. ફાંસી દઉં અને પછી એ લુંટારાની ખબર લઇશ. એ હરામખોરો શા હિસાબમાં છે!?"

મહારાજનું વાકય પુરૂ થયું અને બારણા આગળજ પ્રત્યાઘાત થયો:—બેશક, ન્હારસિંહનો હિસાબ કાંઇબી નથી: પરંતુ એક ભુત હમેશાં તારી સાથે ભટકે છે; તારી સર્વ હકીકત જાણે છે. જો આ વખતે પણ તે અહીંઆંજ છે."

અવાજ સાંભળીને મહારાજ કંપ્યા ધરૂજ્યા—બ્હીન્યા—પરંતુ હિંમતથી અને મરદાઇથી તેવી સ્થિતિમાં બહુ વખત રહેવું યોગ્ય ન લાગતાં મ્યાનમાંથી તરવાર ખેંચી બારણા તરફ વધ્યા. સરદારો પણ લાચારીથી તેમની સાથે થયા પરંતુ બહાર અંધારૂં જોઈ મહારાજની કે કોઇની આગળ જવાની હિમ્મત ન ચાલી, અને 'દ્રાક્ષ ખાટી છે' કહેવત માફક, 'નાલાયક. વળી અધારૂંયે બહુ કર્યું છે તો' કહેતાં સરદારો સાથે પાછા ફર્યા.



# પ્રકરણ ૫ મું



સંકટ! આ નામજ કેવું ભયંકર છે!! તે સ્થાન પણ નામ પ્રમાણેજ ભયંકર હતું. અને તેમાં ખરી રીતે નિર્દોષ પણ રાજાઓ

દોષિત ઠરાવેલા બિચારા વિજયસિંહને–તેને ફાંસીએ ચઢાવામાં આવે ત્યાં સુધી–સડયા કરવાનું હતું. આ સંકટગ્રહ એક કારાગૃહરૂપ–કેદ-ખાનાનાજ ભાગરૂપ હતું. આ જગાએ દિવસે પણ અંધારૂં ઘોર અને મ્હોંયે મ્હોંય સુઝે નહિ તેવું રહેતુ તો રાત્રિની વાતનું તો પુછવુંજ શું ?! સંકટગૃહ ચારે બાજુથી મજબુત કઠણ પથ્થરના બનેલા કો-ટની દિવાલોજ હતું. તેમાં પ્રવેશ માર્ગને માટે ફકત એકજ દરવાજો રાખ્યો હતો. ઘણીજ સરસ રીતે સંરક્ષાયલા કેદખાનાની મધ્યમાં અને જુદા જુદા ગુન્હાને માટે શિક્ષા પામેલા કેદીઓને–તેમને માટે ગુન્હાના પ્રમાણમાં વધારે ઓછી સગવડ–અગડવાળા લગભગ ૧૦૦ બાંધેલા ઓરડા હતા; તેમાં–રાખવામાં આવતા હતા. આ સવ ઓરડાની વચ્ચોવચ્ચ અને ભયંકરમાં ભયંકર એક ઓરડો હતો અને તેમાં વિજયસિંહને પુરવામાં આવ્યો હતો. જે ફાંસીની સજાને યોગ્ય હોય કે રીબાવી રીબાવી ને મારવાને યોગ્ય હોય એવા કેદી-ઓનેજ તેમાં રાખવામાં આવતા હતા, અને તેમાં પડનારને મહા મુશીબત–અથાગ દુઃખ સહન કરવાનું તેથી એ ઓરડાને 'સંકટગૃહ' નામથીજ લોકો ઓળખતા.

આ કેદખાનાના દરવાજા ઉપર ૫૦ સિપાઇઓ પહેરો ભરતા હતા, અને ત્યાંથી આપણા ઉપર લખેલા સંકટગૃહમાં જવું હોય તો નાના મોટા મળી બીજા પાંચ દરવાજા ઓળંગવાના હતા. પ્રત્યેક દરવાજે મજબુત તાળાં વાસેલાં રહેતાં હતાં અને કોણ જાણે કેટલાએ કેદીઓનો ભોગ અત્યાર સુધીમાં આ સંકટગૃહે લીધો હશે. બિચારા વિજયસિંહની પણ ઘણીજ દુર્દશા થઇ પડી હતી. પોતે નિર્દોષ વિમળા ગુમ થઈ ગયેલી તેના પુનઃદર્શનની આશાને નામે મીંડુંજ અને તે સાથે કાળનો દુત તેની આસપાસ ફેરા માર્યાજ કરતો હતો. તેના કાળજાને ચિંતારૂપી કીટ કોર્યાજ કરતો હતો. અત્યારે સંકટગૃહ કેવલ તિમિરમયજ હતું, મ્હોંયે

મોં કે હાથેહાથ સુઝે તેમ નહોતું. આ ગૃહનો દરવાજો કંઇ દિશામાં હતો કે દિવાલો કયાં હતી તે પણ માલમ પડે તેમ નહોતું રાત્રિનો હતો કે દિવસનો તે પણ ભાગ્યેજ તે જાણતો હતો કેદમાં પડયાને તેને આજે ચોથો દિવસ હતો અને થોડા ચણા અને ગરમ પાણી ઉપરજ તેણે ત્રણ દિવસ કાઢયા હતા. મહા કષ્ટથી આ પ્રમાણે પીડાતો વિજયસિંહ હજારો તર્ક વિતર્ક કરતો ઘડીમ ઇશ્વરનું સ્મરણ કરતો હતો તો ઘડિમાં ઘુંટણીએ પડી તેને પગે લાગતો હતો; એવામાં એકાએક તેણે ખટક ખટક અવાજ થતો સાંભળ્યો; અવાજ સાંભળી તે બેઠો થયો અને મનમાં વિચારવા લાગ્યો કે કદાપિ કોઇ કોઈ સિપાઈ કે નોકર પીવાનું પાણી કે ખાવાને માટે ચણા લાવ્યો હશે પરંતુ કોઈ સિપાઇ કે નોકર ન આવ્યો ન આવ્યો. અને થોડીવારમાં તો જાણે એમ જણાવાનો ભાસ થયો કે કોઈ સંકટગૃહની દિવાલને તોડતું હોય! તેનું અનુમાન સત્ય ઠરયું. ક્ષણવારમાં દિવાલમાં પડેલી એક ફાટદ્વારા દિવાનો પ્રકાશ તેને જણાવા લાગ્યો. થોડીવારમાં ફાટને બદલે હવે દિવાલમાં એક ગાબડું પડયું અને હાથમાં ફાનસ લઇને એક ઉંચા કદનો રાક્ષસી આકૃતિનો મનુષ્ય તેનાં આગળ આવીને ખડો થયો. તેણે કાળાં કપડાં ધારણ કર્યાં હતાં અને મ્હોડા ઉપર બોકાની બાંધી હતી. કમરે કમરપટો ધારણ કર્યો હતો અને તલવાર મ્યાનસહિત તેમાં લટકતી રમતી હતી. એક એક હાથમાં ફાનસમાં રહેલો ઝીણો દિવો બળતો અને બીજા હાથમાં એક તીક્ષ્ણ કટાર દેખાતી વીજયસીંહની પાસે આવતાંજ તે બોલ્યોઃ—

'ચાલો, ઉઠો હું તમને અહીંથી છોડાવવા આવ્યો છું.'

'આપ મ્હને છોડાવવા આવ્યા છો?' વીજયસીંહે આશ્ચર્ય

પામતાં કહ્યું—'તો કૃપા કરીને કહેશો કે તમે કોણ છો અને મને કેવી રીતે છોડાવવા માગો છો ?

'તે બધું પુછવાની 'અત્યારે કાંઈ જરૂર નથી' ઉત્તર મળ્યો. વખત બહુજ થોડો છે. અહીંથી નીકળ્યા પછી બધી હકીકત તમને જણાવીશું. અત્યારેજ હું કહીશ કે તમે નિર્દોષ છો એમ સમજીને—જાણીને હું તમને છોડાવવા આવ્યો છું.'

'સર્વ એમ જાણે છે કે કુંવરસાહેબનું ખુન મેં કર્યું છે અને સાબિત પણ થઇ ચુક્યું છે. તો હું નિર્દોષ છું એમ આપ કેવી રીતે જાણો છો ?' વિજયસિંહે વધારે તાજ્જુબ થતાં પ્રશ્ન કર્યો.

'તમે નિશ્ચિંત રહો. હું સારી રીતે જાણું છું કે તમે નિર્દોષ છો' તેણે કહ્યું.

'ખેર, કદાપિ તમે મને અહીંથી છોડાવશો પણ શું મહારાજના હાથથીજ હું કાંઇ છુટવાનો છું!' તેણે એક ઉંડો નિસાસો નાંખ્યો.

'ચિન્તા ના કરો. તે માટે પણ બંદોબસ્ત કર્યો છે.' તે નવા આવનાર પુરૂષે જણાવ્યું અને વિજયસિંહને તાકીદીથી તૈયાર થઇ તેની સાથે જવા કહ્યું.

'ત્યારે જો તમે કૃપા કરી આટલો બધો શ્રમ મારે માટે લીધો છે, તો આપ શું એટલો બંદોબસ્ત કરી શકશો કે હું નિર્દોષ ઠરૂં. હું દુનિયાને એક નિર્દોષ તરીકે મારૂં મોં દેખાડી શકું. અને કુંવરસાહેબના ખુનીનો પત્તો મળે અને તે પકડાય ? કારણ નહી તો સર્વ લોક ધારે છે અને હવે તો જરૂર તેમની ખાત્રી થવાની કે કુંવરને મેંજ માર્યા હશે' સારો ઉત્તર મળવાની આશાએ દીનતાથી બોલ્યો.

'તમે સર્વ વાતે નિર્ભયતાથી નિશ્ચિંત રહો; સર્વ બાબતોનો

પાકો બંદોબસ્ત થયો છે વિમળાની બાબતમાં પણ તમે બેફિકર રહો." શાંતિ આપનારો ઉત્તર મળ્યો.

'વિજયસીંહ—(આશ્ચર્ય પામતો) 'શું પરમેશ્વરેજ મારે માટે અવતાર ધારણ કર્યો છે કે કોઇ તેનોજ દુત મને છોડાવવા આવ્યો છે? આપે મને આપનો ઘણોજ આભારી બનાવ્યો છે. આપનો જન્મપર્યન્ત ઉપકાર નહી ભૂલાય—બદલો નહીજ વળાય.'

'બસ આથી વધરે હકીકત હાલ તમને હું કહી શકતો નથી. તમને આજ્ઞા કરવામાં આવે છે કે તમારે મારી પાછળ પાછળ એકદમ ચાલ્યા આવવું' વિજયસિંહને હુકમ થયો.

તુરતજ વિજયસિંહ ઉઠયો. પેલો મદદે આવનાર પુરૂષ જે રસ્તેથી આવ્યો હતો તેજ રસ્તે પાછો નીકળવા માંડતા, વીજયસીંહને દિવાલ નીચે એક મોટી સુરંગ જણાઈ, આ સુરંગદ્વારા તે અને તેને બચાવનાર બન્ને કેદખાનાની બહાર નીકળ્યા.

બહાર નીકળતાં સુરંગના મોં આગળ તેણે બીજા ચાર બોકાનીદાર પુરૂષો નીહાળ્યા. આ સર્વ તેને છોડાવવા આવનારના સાથી હતા. એક કલાક લગી સર્વેએ ચાલ ચાલ કર્યું અને પછી તેઓ એક નદીને કીનારે આવી પહોંચ્યા. અહિં એક નાની હોડી જણાઈ. આઠ માછીઓ મોટી મોટી ડાંગો લઇને તેને સાચવતા બેઠા હતા. વિજયસિંહ અને તેના સાથીઓ સર્વ હોડીમાં બેઠા અને એક દિશામાં તેમણે તેને હંકારી. હવે પોતાના સાથીઓ કોણ હતા, તે તેમને આકૃતિ જોઇને ધારવાનો વિજયસિંહને વખત મળ્યો. પરંતુ તે જોવા માંડતો હતો તે પહેલાં તો તેને બચાવનાર પેલા ઉંચા કદના પુરૂષે કહ્યું:—" વિજયસિંહ! તમે અમને બરોબર ઓળખી લ્યો, અમે અને તમે આ દુનિયામાં પહેલાં એકવાર મળેલા છીએ. બરોબર તપાસો અને ઓળખી કાઢો."

વિજયસિંહે તેમની તરફ ધ્યાનપૂર્વક જોવા માંડયું. રાત્રિ થોડી જ બાકી હતી. ચન્દ્રમા અસ્ત થવાની તઈયારીમાં હતો. બાળસુર્યનાં કિરણો આમથી પ્રકાશમાં શરૂ થઈ ગયાં હતાં અને તેથી વિજયસિંહને આકૃતિ બરોબર જોવાનો અને તેના સંરક્ષકને ઓળખવાનો ઘણો જ સરસ સમય હતો.

આ પુરૂષની ઉંમર લગભગ ૩૫ વરસની હતી, તેનું શરીર ગૌરવરણું હતું. બાંધો મજબુત અને ઘાટિલો હતો. ચહેરો કંઈક લંબગોળ હતો. માથાના વાળ બહુજ નાના અને બરડ થઈ ગયેલા જણાતા હતા. કપાળ સપ્રભ વિશાળ હતું; ભ્રમર કાળી ભ્રમરસમ હતી, આંખ્યો મ્હોટી સામાને આંજી નાંખે તેવી હતી, નાક સહજ લાણુ હતું; મુછો વાંકડી ફાંકડી લાગતી હતી દાંતોની હાર મજબુત હતી; તેના બે ઓઠ પણ નરમ હતા; પરંતુ નીચેનો હોઠ સહજ ઉપલા કરતાં મ્હોટો હતો. ગરદન ભરાવદાર, છાતી પહોળી અને પાંસળાંની બાજુપર ધ્યાન આપતાં આ પુરૂષ કસરતી જવાન જેવો લાગતો હતો. અને દરેક અંગ ધ્યાનમાં લેતાં એમ સ્પષ્ટ જણાતું હતું કે, આ પુરૂષ એક પહેલવાન બહાદુર અને ખુબસુરત નર હતો અને અવસ્થાનું પ્રમાણ લક્ષમાં ન લઇએ તો એમ પણ કહી શકાય કે વિજયસિંહ કરતાં પણ તે વધારે ખુબસુરત અને બહાદુર હતો.

વિજયસિંહને સંકટગૃહમાંથી મુક્ત કરનાર આ નવો વીરનર કોણ હતો! તે વાંચકોએ તો કદાપી અટકળ્યું હશે, પણ હવે જુઓ. તેનું નામ જાણવાથી વિજયસિંહનામાં કાંઈ વિકાર થાય છે કેમ? તેના બચાવનાર તરફ તેની પ્રીતિ પૂર્વવત રહે છે કે કેમ? તે તેને

તેઓજ ચહાય છે કે હવે તેના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે? તે હવે તપાસીએ.

"આપની નેકી અને આપે મારા ઉપર કરેલા ઉપકારનાં હું કેટલાં વખાણ કરૂં!? આપે મારા સાથે જે વર્તન ચલાવ્યું છે કે તે એક પ્રેમિ ભાઈ પોતાના ભાઈ પ્રત્યે ચલાવે તેવું છે. કૃપા કરીને મને આપનું નામ જણાવશો?" વિજયસિંહે તેનો ઉપકાર માનતાં પુછ્યું.

"મારૂં નામ!? મારૂં નામ ન્હારસિંહ છે." તેણે ગંભિરાઇથી જવાબ આપ્યો.

વિજયસિંહ 'ન્હારસિંહ' નામ સાંભળતાંજ આશ્ચર્ય પામ્યો, ચમક્યો અને બોલ્યોઃ—"ન્હારસિંહ!?! જે લુંટારાના નામથી પ્રખ્યાત છે તે?"

"જી હા." ન્હારસિંહે જવાબ આપ્યો.

"પરંતુ આપના ચ્હેરા ઉપર એક પણ એવું ચિન્હ નથી જણાતું કે આપ લુંટારા હો, કે એક જુલમી પુરૂષ હો, તેમ માનવાને કારણ મળે. હું તો માનું છું કે ન્હારસિંહ લુંટારો કોઇ બીજો જ છે અને આપ મારી મશ્કરી કરો છો." તેણે ન્હારસિંહના સર્વે સાથિઓ તરફ જોઇને અને તેની અને તેમની સર્વે શક્તિ વગેરેનો ખ્યાલ કરતાં, આ વાતને મશ્કરી ધારીને કહ્યું.

"નહિ, નહિ, હું જાતેજ ન્હારસિંહ છું અને મહારાજા સિવાય બીજા કોઇનો હું દુશ્મન નથી. મહારાજે તમને તો મને પકડવાનો હુકમ કર્યો હતો ખરૂંને?" તે પોતે જ ન્હારસિંહ છે એમ કહેતાં તેણે પ્રશ્ન કર્યો.

"આ વખતે તો હુંજ આપના હાથમાં છું ત્યાં એ વાતોને ક્યાં યાદ કરવી?" વિજયસિંહે છોભા પડતાં ઉત્તર દીધો.

"વિજયસિંહ! તમે એમ નક્કી ધારજો કે, કદાપિ તમે મને પકડવાને આવ્યા હોત, અને મારા સામા આવી ગયા હોત, તો પણ હું તો તમને આવીજ રીતે મળત, વિજયસિંહજી! આ રાજા કેવો સેતાન બદમાસ છે તે તમે નથી જાણતા, અલબત, તમે એમ કહેશો કે, તેણે તમને પાળી પોષી ઉછેરીને મ્હોટા કર્યા છે અને એક પુત્રની માફક માન આપી તમારો મોભો સાચવ્યો છે. પરંતુ ના તેણે પોતાની રાજી ખુશીથી આપનું સન્માન નથી રાખ્યું પણ એમ કર્યા વગર તેનો છુટકોજ નહોતો, હું સત્ય કહું છુ કે તે તો તમારા પ્રાણનો એક કટો દુશ્મન છે. તમારા લોહીનો એક ખરેખરો તરસ્યો છે. કદાપિ અત્યારે તમે આ વાત નહિ માનો પણ હવે થોડા જ વખતમાં તમે પોતેજ કબુલ કરશો કે હું જે કહું છું તે અક્ષરે અક્ષર શરૂ છે." ન્હારસિંહે તેને કહ્યું.

"એ વારતા નિર્વીવાદ છે, કે રાજા જે લક્ષણોથી યુક્ત જોઇ તેમાંના ઘણાં લક્ષણ તેમાં નથી. તો પણ મને અદ્યાપિ એમ માનવાનું કારણ નથી મળ્યું કે મારી સાથે જરાયે તે ભેદથી વરત્યો હોય!" વિચાર કરતાં કરતાં ન્હારસિંહને તેણે જણાવ્યું.

"ખરેખર, તે રાજાના પ્રપંચનો ભેદ તમે નથી સમજ્યા, વળી કુંવર સાહેબની લાશનું રહસ્ય પણ તમે નથીજ જાણતા." ન્હારસિંહે વિજયસિંહને મહારાજાના કૃત્યની હકીકત જાણવામાં આવે એમ ધારી કહ્યું.

"હું નથી સમજી શકતો કે આપનું શું કહેવું છે! કુંવર સાહેબની લાશનું તાત્પર્ય!?" એ શું? વિજયસિંહે ભ્રમમાં પડતાં પુછ્યું.

"એ પણ તમને ધીમે ધીમે જણાશે. હવે પ્રથમ તો હું તમને એ પુછવા માગું છું કે, તમે સાચા દિલથી મારી વાતોનો જવાબ દેશો કે કેમ? તમે મારા ઉપર વિશ્વાસ ધરી શકો છો કે કેમ?"

ન્હારસિંહે વિજયસિંહને કંઇ પણ હકીકત કહેવા પહેલાં પુછવાનું યોગ્ય વિચાર્યું.

"આપ! આપ એ બોલ્યાજ શું? આપે તો આપના વર્તનથી મને એક ખરેખર ગુલામજ બનાવ્યો છે, અને હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે મને જો આપ એમ બતાવી શકશો કે મહારાજા મારી સાથે દાવપેચ રમે છે, તો આપ મારા જીવનદાતાને હું મારા પ્રાણ પ્રિય મિત્ર તુલ્ય–મારા મુરબ્બી વડિલ બન્ધુરૂપજ માનીશ." વિજયસિંહે પ્રતિજ્ઞા લેતાં જણાવ્યું.

"તમારૂં કહેવું યોગ્ય છે," ન્હારસિંહે કહ્યું. બની શકશે ત્યાં સુધી તો આજેજ તમારી ખાત્રી કરી આપીશ કે મહારાજા તમારો કટો દુશ્મન છે અને આપોઆપ તમારા સસરા સુજનસિંહના હાથેજ તમને દુઃખ દેવા માગે છે."

"આ વાત વળી મને વધારે નવાઇ પમાડે છે" તેણે કહ્યું.

"આની સાબીતી તો તમને વિમળાથી મળશે. પરમેશ્વરનો ઉપકાર માનો કે, તે પોતાના બાપના હાથમાંથી જીવતી બચી છુટી છે." ન્હારસિંહે વળી એક નવી વાત વિજયસિંહને જણાવી.

"શું તેના બાપના હાથથી?" વિજયસિંહે ચમકતાં પ્રશ્ન કર્યો.

"હા સુજનસિંહના સિવાય વિમળાના પ્રાણ લે એવો કોઇ નથી." ન્હારસિંહે ક્રોધમુદ્રાથી કહ્યું, "ત્રણ જીવના તરસ્યા તમારા રાજા કરણસિંહે કેવી ચાલાકીથી કામ કરવું ધાર્યું છે તે તમે નથી જાણતા!"

"આપને આ સર્વ વારતાની ખબર કયાંથી છે?" વિજયસિંહે આશ્ચર્ય પામતાં કંઇક વિચારમાં પડી જતાં પુછ્યું, "મેં તો સાંભળ્યું હતું કે, આપે આપનું સ્થાન ગિરનારની તળેટીમાં કંઇક રા-

ખ્યું છે અને આપને પકડવા મને હુકમ પણ ત્યાં જવાજ થયો હતો." તેણે વધારે જણાવ્યું.

"હા, સર્વ એમજ જાણે છે કે, હું ગિરનારની તળેટી આગળ કંઈક રહું છું; પણ ના, મારૂં ઠેકાણું તો ક્યાંય નથી." ન્હારસિંહે કહ્યું અને પુછ્યું-તમે કોણ છો ? તમારો પોતાનો હેવાલજ તમે જાણો છો; વિજયસિંહજી ! ?"

"મહારાજના મ્હોંથી મેં એમ સાંભળ્યું હતું કે, મારા પિતાજી મહારાજના મિત્ર હતા. તે જંગલમાં લૂંટારાના હાથે માર્યા જવાથી તેમણે કૃપા કરી મને પાળી-પોષીને મ્હોટો કર્યો અને મને પોતાના પુત્ર સમાનજ રાખ્યો છે." વિજયે પોતાની હકીકત જણાવી.

"જુદું ! બીલકુલ જુદું" હેવાલ સભળતાં ન્હારસિંહના મુખમાંથી શબ્દો નીકળ્યા, અને કિનારાની તરફ જોઇને તે બોલ્યોઃ— "હવે આપણે ઉતરવાની જગા પાસે આપી પહોંચી છે."

ન્હારસિંહ અને વિજયસિંહ આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા અને હોડી ઝપાટાબંધ ચાલ્યે જતી હતી. હંકારનારા માછીઓ ઘણાજ મજબુત અને હોંશિયાર હતા, તુરતજ ન્હારસિંહે હોડીને કિનારા તરફ લેવા હુકમ કર્યો. અને માંછીઓએ તેમ કરતાં, હોડી કિનારે પહોંચી અને બે પુરૂષો પ્રથમ નીચે ઉતર્યા. ન્હારસિંહે એક તરવાર માછીની કમરમાથી કઢાવી વિજયસિંહને-"લ્યો તમારી પાસે રાખો, કદાચ તેનો ઉપયોગ કરવો પડશે' કહીને આપી, એવામાં એકાએક ન્હારસિંહની નજર એક છેડે નદીમાં તરતી ગોળી ધીમે ધીમે નદીમાં તર્યા કરતી હતી. તેણે બે એક મિનિટ સુધી એકી ટસે ગોળી તરફ જોયા કર્યું. અને એટલામાં ગોળી ત્યાંજ અટકી કિનારા તરફ આવતી જણાઇ. ન્હારસિંહે વિજયસિંહ તરફ ફરીને કહ્યું:—

પેલી ગોળી નીચે કોઇ "ભલા નજરે પડતી જણાય છે."

"નક્કી એમજ લાગે છે. મારૂં ધ્યાન પણ એ બાજુ તરફજ છે શું આપ તેને કબજે કરી લેશો ?" વિજયસિંહે પૂછ્યું.

"અવસ્ય" ઉત્તરે મળ્યો.

"આજ્ઞા હોય તો હું આ હોડીમાં બેસીને જાઉં અને તેને પકડું" વિજયસિંહે ન્હારસિંહને કહ્યું:—

"ના ના, હોડીને પોતાની તરફ આવતાં જોઇને તે તરતજ નાશી જાય" ન્હારસિંહે ઉત્તર આપ્યો અને તેણે કપડાં ઉતાર્યાં અને પ્રથમથીજ કસેલા એક લંગોટા ભેર, હાથમાં એક છરા સાથે, માછીઓને કંઇક ઇશારા કરીને પાણીમાં કુદી પડયો અને એક બીજા ડુબકાની સાથે ગોળીની પાસે પહોંચ્યો. માછીઓએ ઝપાટાબંધ હોડીને તે જગ્યાએ લીધી અને જોત જોતામાં પોતાના માથા ઉપર ગોળી રાખી નદીમાં સંતાતા ચાલ્યા જતા પુરૂષને પકડી લીધો.

કિનારે આવતાં ન્હારસિંહે તેને સારી રીતે ઓળખ્યો અને "કોણ, કૃષ્ણદાસજી કે ? વાહ સાહેબ, વાહ, તમે તો ખુબ કરીને શું ?" પ્રથમ મશ્કરીમાં ઉડાવતાં કહ્યું. પછી એકદમ ગુસ્સો કરી તેને એક ઠોંસો લગાવી દઇ ન્હારસિંહ બોલ્યો—"હરામખોર, લુચ્ચા ! ઠીક સંતાઇ સંતાઇને ફરતો હતો, હવે જાણજે કે તારૂં આવી બન્યું. ન્હારસિંહ લુટારાને હાથે હવે તું નહીં બચી શકે."

ન્હારસિંહ નામ સાંભળતાંજ કૃષ્ણદાસના હોંશકોશ સર્વ ઉડી ગયા; ન્હારસિંહે તેની સાથે બિલકુલ વાતચિત ન કરતાં તેની પ્રથમ, ઝડતી લેવા માંડી. તપાસમાં એક ખંજર અને મીણકપ્પડમાં લપેટેલી ચીઠી નીકળી, તે લેતાં મુસ્કેટાટ તેને બાંધીને, નાવ ઉપર બેઠેલા માછીઓને તેણે હુકમ કર્યો:—"આ કૃષ્ણદાસને ન્હારગઢમાં લઇ

જઈ કેદ કરો. અમે પરમ દિવસે ત્યાં આવીશું અને તેનો યોગ્ય નિકાલ તે વખતે કરીશું. માછીઓ હુકમનો અમલ કરવા તેને લઈને ચાલ્યા અને કિનારા ઉપર ફક્ત બેજ, ન્હારસિંહ અને વિજયસિંહ રહ્યા.

## પ્રકરણ ૬ ઠું.

ન્હારસિંહે હવે કૃષ્ણદાસની કમરેથી મિણકપ્પડમાં વિંટાયલી નીકળેલી પેલી ચીઠી વાંચવા માંડી, તો નીચે પ્રમાણે લખેલું તેમાં જણાયું—

**મારા પ્યારા મિત્ર !**

આખરે આપની સલાહ પ્રમાણે મારા પુત્ર સૂર્યસિંહને મારવાની યુક્તિ કરી વિજયસિંહને કેદમાં તો નાંખ્યો છે. હવે એકાદ બે દિવસમાં તેને ફાંસીએ ચઢાવી પછી નિરાંતે આરામમાં ઉંઘીશ. આમ કરવાથી રઈયતમાં હું બદનામ નહી થાઉં. ઘણે દિવસે મને આ લાગ મળ્યો છે અને આખરે હું તેમાં ફાવ્યો છું. ઘણા દિવસથી રઈયત–કોણ જાણે કેમ! પણ સર્વ રઈયત–વિજયસિંહની તરફદારી કરતી હતી અને મારી પાસેથી રાજ્ય છીનવી લઈ તેને આપવા ધારતી હતી. પણ હવે રઈયતને તેનો પક્ષ લેવાને કાંઈ પણ કારણ મળે તેમ નથી, કામ ચોક્કસ–પાર ઉતાર્યું–છે. હવે ફક્ત એક વાંધો ન્હારસિંહ લૂટારાનો રહ્યો છે અને તેની ચિંતા મને થયાં કરે છે. જેમ વિજયનો કાંટો કાઢવાની તમે મને યુક્તિ બતાવી તેમ આ ન્હારસિંહને પકડવાનો પણ કંઈ કિમિયો શોધી કાઢશોજ, એવી મારી ખાત્રી છે.

તમારો સાચો મિત્ર,

કરણસિંહ

આ ચીઠી વાંચતાં, વિજયસિંહ ઘણોજ આશ્ચર્ય પામ્યો અને ન્હારસિંહ તરફ જઈ બોલ્યોઃ—

"હવે મારી ખાત્રી થઈ ગઈ કે, કરણસિંહ એક ઘણોજ લુચ્ચો અને બેઇમાન રાજા છે. આજ સુધી હું તેને મારા પિતા તુલ્ય માનતો હતો અને તેની મારા ઉપર પ્રીતિ કાયમ રહે તેમ ઇચ્છતો હતો. મેં કોઈ પણ દિવસ તેના વિષે ખોટો વિચાર પણ કર્યો નથી તેમ તેની રજગાદી માટે તો સ્વપ્નામાં ખ્યાલેય કર્યો નથી. છતાં તે મારા ઉપર શા માટે દુશ્માઈ રાખે છે તે હું સમજી શકતો નથી. આજ સુધી તો હું તેનેજ મારો મિત્રજ માનતો હતો."

'તમારો જરા પણ વાંક નથી; કારણ તમે હજી નથી જાણતા કે તમે કોણ છો અને તે કરણસિંહ કોણ છે. જે વખતે તમારા જાણવામાં આવશે કે તમારા પિતાને મારનાર તે કરણસિંહ પોતેજ હતો ત્યારે તમને ખરેખરી નવાઇ લાગશે. અરે પછી તમે કહેશો કે એ કરણસિંહ હરામખોર અને કુતરાથી પણ હલકી જાતનો છે' ન્હારસિંહે વિજયસિંહને ધીમે ધીમે સંભાળથી વારતા જણાવવા માંડી.

'શું મારા પિતાજીને કરણસિંહે મારી નાંખ્યા'? વીજયસિંહે પ્રશ્ન કર્યો.

'હા' ઉત્તર મળ્યો.

'કેવી રીતે અને શા માટે?' તેણે આશ્ચર્ય પામતાં પુનઃ પ્રશ્ન કર્યો.

'એ વાત વળી જુદી જ છે, હકીકત બહુજ લાંબી છે અને આજે હું તમને નહી કહી શકું.' સવાર લગભગ થવા આવ્યું અને તેથી હવે સાવચેત થવું દુરસ્ત ધારી ન્હારસિંહે કહ્યું 'જુઓ

સવાર થઇ ગઈ પુર્વ તરફની સુર્યની લાલી હવે ઝળકે છે અને હવે આ સ્થળે વધારે વખત રહેવું તે ડહાપણ ભરેલું નથી. હું તમને સાચા દિલથી જણાવું છું કે મને તમારા સગાભાઇ જેવોજ આપ ગણજો અને મારા સાથે નેહથી વર્તજો. હવે મારા પડી રહેવાને ઠેકાણે ચાલો, ત્યાં બે ત્રણ દિવસ નિરાંતે આરામ લઈ થાક ઉતારો અને તે દરમિયાનમાં તમને બધી હકીકતની ખબર પડી જશે.'

'હવે હું આપનો સંપુર્ણ ભરોસોજ રાખું છું. આપે મારો જીવ બચાવ્યો છે અને મને તે બેઈમાન રાજાથી પણ સાવચેત કર્યો છે આપના ઉપકાર એક પછી એક મારા ઉપર થયેજ જાય છે. હવે બધી વાતે હું નિર્ભય છું. ફક્ત એક વિમળાનીજ ફિકર મારા હૃદયમાં થડક્યા કરે છે.' વિજયસીંહે ન્હારસિંહે કરેલા ઉપકાર પ્રદર્શીત કરતાં અને વિમળા સંબંધી કંઇક હકીકત મળે તો ઠીક એમ ધારતાં કહ્યું.

'તમને નક્કી ખાત્રી પુર્વક કહું છું કે વિમળા તમને જલદીથી મળશે' ન્હારસિંહે જણાવ્યું અને વધારામાં કહ્યું—'વળી તમને તમારી એક બ્હેનનો પણ મેળો થશે. તે બિચારાના શરીરમાં હાડકાં સિવાય બીજું કંઈ અત્યારે તો નથી.'

'શુ મારે બ્હેન પણ છે?' વિજયસિંહે એક પછી એક નવી વારતા જણાતાં વધારેને વધારે અજાયબી પામતાં પુછયું.

'હા છે' પણ હવે વધારે વાતચિત કરવાનો વખત નથી. ઉઠો, જલદી ચાલો ઈશ્વરે શુંયે ધાર્યું હશે' તેના ઉપર વિશ્વાસ રાખો.

'કરણસિંહે એ ચીઠી કોના ઉપર મોકલી હતી તે આપ જાણો છો?' વિજયસિંહે ઉઠતાં ઉઠતાં ન્હારસિંહને પુછયું.

'હા, હું જાણું છું. એ પણ ઘણો હરામખોર અને પાજી છે. પણ જો કે મારા હાથથી તો બચવાનો જ નથી જ.'

વિજયસિંહ અને ન્હારસિંહે હવે અહીંથી ચાલતી પકડી અને લગભગ અડધો કલાક ચાલ્યા પછી એ પીંપળાના ઝાડ પાસે પહોચ્યા. અહીં કસકસીને તઈયાર રાખેલા બે ઘોડા વિજયસિંહે જોયા; 'મારી સાથે તમારી સ્વારીનો બંદોબસ્ત કરીનેજ હું તમને છોડાવવા આવ્યો હતો. લ્યો, હવે આ ઘોડાપર સ્વાર થઈ જાઓ અને મારી સાથે હવામાં ઉડો.' ન્હારસિંહે વિજયસિંહને કહ્યું.

અશ્વારોહી થયેલા બન્ને વીરોએ ગિરનારની તળેટી તરફ પોતાના અશ્વો દોડાવ્યા, અને ભૂખ્યા તરસ્યા પહોર ઘડી દિવસ બાકી રહ્યો ત્યાં સુધી પોતાના ઘોડાને હંકાવતા ઉડયા, આખરે એક ઘીચ જંગલમાં તેઓ પેઠા અને તેમાં પ્રવેશ કરતાં એક પુરાણા વખતના ખંડેર આગળ ગયા. ન્હારસિંહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને વિજયસિંહને નીચે ઉતરવાનું કહેતાં તેને જણાવ્યું કે, તે ખંડેર તેજ ન્હારસિંહનું પડી રહેવાનું ઘર હતું.

બહારથી ખંડેર જેવા જણાતા આ મકાને અંદરથી તો પાંચ ૭ વીઘા જેટલી જમીન રોકેલી જણાઈ, ઘણાં વર્ષોથી હવડ પડી રહેલું અને વરસાદ વિગેરેથી પડી ગયેલું હોવા છતાં અત્યારે સો સવાસો માણસો ખુશીથી તેમાં ઘણીજ સારી રીતે રહી શકે તેવું આ ખંડેર હતું, તેની મજબુત અને પહોળી દીવાલો આ ખંડેર પ્રથમ કોઇ રાજાએ બંધાવેલું હશે ને રાજાને રહેવાનુંજ સ્થાન હશે એમ સુચવતાં હતાં. દીવાલો હજુએ તેવીને તેવીજ મજબુત હતી. અને અંદરનો કેટલોક ભાગ પડી ગયેલો હોવા છતાં કેટલાક કોઠારો અને ઓરડાઓ બહુજ સારા રહ્યા હતા. આમાંના એક ન્હારસિંહે અને બીજામાં તેના અનુસંગિઓએ રહેવાનું રાખ્યું હતું, વીજયસિંહે અહીં બીજા લગભગ ૫૦ બહાદુર નરો જોયા. આ બહાદુરો સર્વ રીતે

મજબુત અને કુશળ લડવૈયા હતા, ન્હારસિંહ વીજયસિંહને પોતાના એક ખાસ ઓરડામાં લઇ ગયો અને રસ્તાનો થાક ઉતરવાને એક પહોર સુધી આરામ લેવાનું કહ્યું.

## પ્રકરણ ૭ મું.

મેવાડનો સુર્ય હાલ ઉદયમાન થવા લાગ્યો હતો. મારવાડ અને અંબરના જેવા મ્હોટા રાજાઓ પણ ત્હેના રાજ્યના સામંત મંડળમાં વિરાજવામાં માન સમજતા હતા; અને પશ્ચિમમાં અમરકોટથી તે પૂર્વમાં ચન્દેરી, અને ઉત્તરમા બિયાનાથી તે દક્ષિણમાં છેક આબુ સુધીના આખા મધ્ય હિન્દુસ્થાનમાં એક સુયવંશી સંગ્રામસિંહની જ આણ મનાતી હતી.

આવે સમયે મેદિનીરાયને માળવા છોડવું પડ્યું; અને ચન્દેરી આવ્યા પછી થોડાજ વખતમાં મેવાડી મહારાજા તરફથી ત્હેને પોતાની પાસે આવવાનું આમત્રંણ મળ્યું. આ વખત રજપુતાનામાં મહારાણા સંગ્રામસિંહના રાજમંડળમાંનો રાયસીનનો તુંવારરાજા જેને સિલાહએદ્દીનનો ખિતાબ બાદશાહ તરફથી મળેલો હોવાથી તે અથવા વધાને ટૂંકા 'સિલહદી' નામથી ઓળખાતો હતો. તે સિસોદિયા નરેન્દ્રનો જમણો હાથ થઇ પડ્યો હતો અને રજપુત લશ્કરોમાં સેનાધિપતિનો માનવંતો દરજ્જો ભોગવતો હતો. દિલ્હી, ગુજરાત, અને જુવાનપુરના મુસલમાન સત્તાધારીઓમાં ઘણો લાગવગવાળો મનાતો હોવાથી, મહારાણાનું તે રાજ્યો સાથે ખાનગી અથવા જાહેર કામકાજ તેનાજ હાથમાં રહેતું અને તેથી પણ તે સંગ્રામસિંહના

મુખ્ય સલાહકાર તરીકે માન પામતો. આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યું, પરન્તુ અન્તે મહારાણાને પણ ત્હેના ઉપર શક આવવા લાગ્યો; બંને તરફ ઢોલકી બજાવવાને પ્રયત્ન કરતો માલમ પડવાથી તેને આ તેના મોટા અધિકાર ઉપરથી ખસેડવાનું આવશ્યક જણાયું અને તેથી તેનું કામ ઉપાડી લે એવા કોઇ રાજનીતિજ્ઞ વીરનરની જરૂર પડી. મેદિનીરાયને માળવામાંથી બોલાવવાને ખાસ મનુષ્યો મોકલ્યાં, પરન્તુ ત્હેમને માર્ગમાં જ ખબર મળી કે માળવા ઉપર રાણાથી ચડાઇ કરવાને તે ચન્દેરીમાં લશ્કર એકઠું કરે છે. મહારાણાને આ સરવે વિદિત કરવામાં આવ્યું, પરન્તુ તે આખરે તો તેનો આગ્રહ ઘણોજ વધારી મુકયો. રજપુત રાજ્યોનાં શિરચ્છત્રની આજ્ઞાનો અસ્વીકાર, એ તે સમયના રજપુતાના હૃદયમાં સ્વપ્નવત્ પણ નહોતું. પરિણામ એ આવ્યું કે, માળવાના સુલતાને સલાહ કરવા મોકલેલું કહેણ તેણે કબુલ રાખ્યું, અને પછી તરતજ પોતાનું ભવીષ્ય, રજપુતોના તે મધ્યકાલીન મહારાજના ભાવિ સાંથે સંયુક્ત બ્હેતું મુકયું.

પરન્તુ સિલહદી પણ કાંઈ જેવો તેવો માણસ નહોતો. કે એનું ઇચ્છાનુસાર માન અપમાન કરી શકાય; એની રાજ્યપતાકાની પાછળ ત્રીસહજાર સ્વાર કૂચ કરતા અને એના યુદ્ધનાદના અગણિત પ્રતિધ્વનિ થતા. એની સેતાની બુદ્ધિ, એની સરપની સમાન આકર વાયુની શક્તિ, અને એની–ગમે તેવા શત્રુઓમાં પણ–ભળી જવાની તેમને મિત્ર કરી નાંખવાની યુક્તિ અસામાન્ય હતાં. મુસલમાની રાજ્યબંધારણો, રજપુત રાજનીતિઓ, યુદ્ધકળા, ખટપટ, વગેરેનું જ્ઞાન એનામાં એટલું સારૂં હતું, કે જો એણે ધાર્યું હોત તો તે નિઃસંશય આખા ઉત્તર હિન્દુસ્થાનના ચક્રવર્તિ મહારાજા તરીકે સંગ્રામસિંહને

સ્થાપિત કરી શકત; બાબર આવતાં પ્હેલાં તો ક્યારનાયે લોદીઓ નીમુંળ થઇ ગયા હોત અને દીલ્હીના રાજ્યાસન ઉપર બેઠેલા સુર્યવંશી નરેન્દ્રને કોઇ પાણીપત અથવા સિક્રીની ધાસ્તી રાખવાની હતીજ નહિ !–પણ તુંવારરાજાને સ્વદેશ, સ્વધર્મ, વગેરેનાં શ્રેયનું કાંઇ જ્ઞાન અગર ભાન હતુંજ નહિ; તેનો હૃદય વિરાજિત મહાન દેવાધિદેવ ' સ્વાર્થ ' અને તેની વેદી ઉપરજ તેણે સર્વસ્વ અર્પણ કર્યું હતું. જે મનુષ્ય સ્વદેશોન્નતિ અર્થે પ્રયત્ન કરતાં સ્વધર્મરક્ષા અર્થે મહેનત લેતાં, હિન્દુ રાજસત્તાની પુનઃસ્થાપના કરવામાં વિજયી નિવડતાં, ભામાશાહ, ચન્દ, જયમલ–ફતેસિંહ અને બીજા અનેક મેવાડી સ્વદેશાભિમાનીઓ કરતાં પણ વધારે યશસ્વી,–કારણ કે વધારે ફળપ્રદ,–વનરાજ, શિવાજી, માધવરાવ સિંધિયા અને ગણપત-સિંહ જેવા અર્વાચીન સ્વદેશભક્ત મહારથીઓના જેટલું જ કીર્તિવિભૂષિત અમર નામ મુકી જતો ગયો હોત, તેજ મનુષ્ય હાલ કોઇની સ્મૃતિએ પણ ચ્હડતો નથી અને કદાચ સ્મૃતિના સ્વપ્ન રાજ્યમાં તે કદિ કદિ પેશી જાય છે તોપણ ત્યાં તે અત્યંત, સંપુર્ણ ધિક્કારને પાત્ર થવાને જ !–નેપોલીયનની પેઠે તેની સમક્ષ પણ બે મારગ ખુલ્લા હતા. વોશીંગ્ટન થવું અથવા ક્રોમવેલ; તેણે ઇશ્વરદત્ત બુદ્ધિપ્રભાવનો દુરૂપયોગ કર્યો, બીજો અધોગતી ખેંચી જતો મારગ સ્વીકાર્યો–સ્વદેશનું સ્વાર્થનું વેદી ઉપર બળિદાન આપ્યું,–અને ક્ષણીક રાજ્યલોભને ખાતર, અમર કીર્તિનો નાશ કર્યો !

આવા માણસને સત્તા ઉપરથી ખસેડવાનો હતો; તેટલું કામ તો મેદનીરાય યુક્તિથી હિંમતથી કરી શકયો; સીલેદીને સેનાપતી તરીકે કાયમ રહેવા દીધો, પરંતુ સૈન્યના કંઇક વિભાગ કરી નાંખી, ત્હેમાંના પ્રત્યેક વિભાગ ઉપર મહારાણાના ખાસ સેવકો–ખડગ રક્ષકોમાંથી

યોગ્ય જોઇને અક્કેક્કો નીમી દીધો; ત્હેની મુખ્ય સચિવ તરીકેની પદવી રહેવા દઈ, ત્હેને ઉત્તર સીમાનો સંરક્ષક અને રજપુત લશ્કરના હરોળનો મુખ્ય સરદાર, એવી માનવંતી પરન્તુ નામનીજ સત્તાવાળી પદવીઓ તેના ઉપર એનાયત કરરામાં આવી, અને તે તે જગાઓના કામકાજને માટે ચિતોડ કરતાં બિયાના વધારે સગવડવાળુ થઈ પડશે, એમ સૂચન કરી. તેને ત્યાં જવા લલચાવ્યો. આમ કરવાથી સિલેદી ઉપર દુશ્મનો સાથે વિશેશ સબંધ ખાનગી પરિચય રાખવાનો તથા ગુપ્ત મસલત કરવાનો જે શક હતો તે તો કાયમજ રહયો, પરન્તુ હવે રાજ્યમંદીરમાં ચાલતી સર્વ બિનાથી અજ્ઞાત રહી, પોતાની ખટપટનાં કેટલાંક મુખ્ય સાધનોથી રહિત થયો. અલબત તે ગમે તેટલો સમર્થ, ગમે તેટલો સત્તાવાન હતો તો પણ મહારાણા સંગ્રામસિંહને મન ત્હેને શક્તિ રહિત કરવો એ સ્હેજ હતું; તેના ત્રીસહજાર સ્વારો, તેનું બળવાન પાયદળ, એ સર્વ મેવાડી મહારાણાની શક્તિ આગળ તુચ્છ હતાં! પણ સંગ્રામ 'રજપૂત' હતો, અર્થાત રજપૂતાઈની સર્વ રીતિ નીતિઓનો શ્રેષ્ટ અનુયાયી હતો; અને તેથી એકવાર જેને મિત્ર કર્યો. ત્હને વિના કારણ અથવા નિર્બળ કારણ ઉપરથી દુસ્મનવત્ ગણવો એ ત્હેને ઔદાર્યશીલ હૃદયને અજ્ઞાનજ હતું; બીજું એટલા બધા રજપૂતવીરોને તેમના રાજા ઉપરના શકથીજ રિપુ તરીકે ગણવા અને મ્લેચ્છ મંડળ વિશેશ સબળ થવા દેવું એ રાજનીતિથી પણ વિરૂદ્ધ હતું. વળી સંગ્રામસિંહને તો ખાત્રીજ હતી કે કોઇ પણ રજપૂત નામધારી મનુષ્ય થોટો વખત આણમાણ્યો રહે અથવા પોતાના ઉપર કોઈપણ કારણને લીધે ઈર્ષા અથવા વૈર રાખતો હોય તો પણ તે સ્વદેશને ખાતર—સ્વધર્મ રાજ્યના પુનઃસ્થાપનને માટે પ્રયત્ન કરવાને ઉત્સુક ન

થાય. એમ હોયજ નહિ. આવાં આવાં અનેક કારણોને લીધે સિલે-દીને ફક્ત ખસેડવામાંજ આવ્યો અને ત્હેને સ્થાને ખાનગી રીતે મેદિનીરાયે કામ કરવા માંડયું–પરન્તુ સિલેદી પણ સમજી ગયો કે મ્હને આ લોકોએ જાણી જોઇને ખસેડયો, વળી રજપૂત લશ્કર જે સંગ્રામસિંહના ઉપરીપણા નીચે લડાઇના મેદાનમાં અનુપમ ઐક્ય દર્શાવતું હતું. તે શાન્તિના સમયમાં વાસ્તવિક રીતે તેન પ્રત્યેક ટુકડીના જુદા જુદા સરદારોના હાથ નીચે હોઈ, વિભાગ અને વિગ્રહ તથા ખટપટ અને અશાન્તિના સંગ્રહસ્થાન રૂપ હતું. જુદા જુદા રાજ્યોનાં મનુષ્યો ભિન્ન ભિન્ન કુટુંબોના રજપુત જેઓએ ઘણીવાર એક બીજાના પ્રતિસ્પર્દ્ધિ અથવા રિપુ તરીકેજ વર્તન કરેલું તેઓ જો કે સંગ્રામસિંહના સર્વવ્યાપી યશચક્ર તળે ક્ષણેક પર્યન્ત એકત્ર થયા હતા, તેઓ સાધારણ રીતે તો પોતપોતાની ખાનગી જીંદગીમાં તો હરીફ અથવા દુસ્મનજ હતા; આને લીધે હિન્દુઓના રાજ્યની પુનઃસ્થાપનાની મંગલ યાદીમાં પણ અને ઇર્ષ્યા તથા સ્વાર્થ અને વૈરનાંજ ગીત સંભળાતાં હતાં !

આવા રાજ્ય મંડળમાં સિલેદી જેવા હુશિયાર મનુષ્યને પોતાના પક્ષકાર–પોતાના એનુયાયીઓનું મંડળ ન હોય, એ સંભવીત ન્હોતું; કેટલાક તેના પક્ષના મૂળથીજ હતા, કેટલાકને એનાથી કાંઈ કાંઇ લાભ થયેલા હતા, કેટલાકને એનાથી લાભ થવાની આશા હતી. થો-ડાકને મેદિનીરાયના આવવાથી નુકશાન થયેલું મનાતું હતું તથા કોઇક પોતાના હક્ક ડુબેલા ધારતા હતા,–આ સરવે તેને અનુસરનારા તરીકે બહાર પડયા. બીજું મંડળ મેદિનીરાયના પક્ષના માણસોનું હતું જેઓ રાજ્યનું હીત એનાથીજ થશે એમ માનતા હતા, જેમને સિલેદીની રાજનીતિ વિષે ઘણો અવિશ્વાસ હતો (અને આ પક્ષમાં મનુષ્યો

પણ કાંઈ ઓછાં ન્હોતાં ) તે તે સર્વ પોતાને ચન્દેરીના રાજાના સહાયક તરીકે ગણાવા લાગ્યા વળી કેટલાક રજપુત વીરો એવા પણ હતા કે જેમને આ બન્ને પક્ષમાંથી ગમે તે સબળ-શક્તિમાન થાય તેની લેશ પણ સ્પૃહા ન્હોતી: "મહારાણા અને સ્વદેશની સેવા કરવામાં ગમે તે પક્ષ સત્તાધારી હોય તેની દરકાર નથી. અમારા ધર્મનું રક્ષણ કરવાનું યોગ્ય સાધન અમારી તલવારો છે, અને ગમે તેવી ખટપટ અમારી આસપાસ પોતાની ગુચવણ જાળ પાથરશે; તો તે કાપી તોડી બ્હાર નીકળવામાં સહાયક તરીકે અમારા ખડગ ખુલ્લાં છે: આમ કહેનારૂં અને વર્તનારૂ મંડળ એ રજપુતોનો એક ત્રીજો વર્ગ હતો. પરન્તુ એટલું તો ખરૂંજ, અને કબુલ કરવું પડશે કે, આવા પક્ષો પડેલા હતા છતાં, રણશિંગાના એકજ અવાજની સાથે સઘળા રજપૂતો હો અથવા મીત્ર હો, પણ એક બીજાને સહાય કરવાને, એક બીજા સાથે યુદ્ધે લ્હડવાને હમ્મેશાં ઉત્સુક, તત્પરજ રહેતા; સિલેદી જેવા સ્વાર્થી મનુષ્યો તેમનામાં થોડાજ જોવામાં આવતાં અને તેવાં મનુષ્યોના અનુયાયીઓમાં પણ મહારાણા, ચિતોડ, અને રજપૂત રાજ્યની પુનઃસ્થાપના વિશેની ભક્તિ તો એક સરખીજ— અતિશય શ્રદ્ધાયુક્તજ હતી! છતાં પણ સુલેહના સમયમાં સિલેદી જેવા રાજદ્વારીઓ તેમના ઉપરની પોતાની સત્તાનો કેવળ દુરૂપયોગજ કરતા, અને ક્વચિત્ ક્વચિત્ તેનું ફળ લ્હડાઈનાં મેદાનોમાં પણ રજપૂતોને ભોગવવું પડ્યું હતું.

આ પછી વિજયસિંહ થોડીવાર થતાંજ રહ્યો પણ પછી તે બોલ્યો:—

"ખરેખર તે અત્યંત દુષ્ટ અને ઘોર કર્મ કરવા વાળો છે અને તેની સાથે ભલમનસાઈ ભલમનસાઈનેજ વગોવનાર છે,"

"એમજ છે, આપનું કહેવું યથાર્થ છે."

"આપે મને એ ન કહ્યું કે, હાલ કરણસિંહ સેનાપતિનો પુત્ર ક્યાં છે અને શું કરે છે?" વિજયસિંહે પુનઃ પ્રશ્ન કર્યો.

"શું એ ભેદને પણ મારે અત્યારે ખુલ્લો કરવો?" પ્રશ્નમાં પ્રશ્ન થયો.

"જી હા. તે સાંભળવાની–જાણવાની ઇચ્છા તો છે."

"કરણસિંહ સેનાપતીના ન્હાના પુત્ર તો આપજ છો પરંતુ આપની બ્હેન ક્યાં છે તેની સ્થિતિ કેવી છે તે મને ખબર નથી. પ્હોર સુધી તો તે જીવતી હતી પરંતુ આ સાલે તેને મારી નાંખી છે કે કંઈ સંતાડી રાખી છે એ હું નથી જાણતો." ન્હારસિંહે ઉત્તર આપ્યો.

આ હકીકત સાંભળતાં વિજયસિંહનું હૃદય બહાદુર છતાં પીગળ્યા વગર ન રહ્યું. તેની આંખ્યોમાંથી આંસુની ધારા ચાલવા લાગી. ન્હારસિંહે બહુ પ્રકારથી સમજાવ્યો અને દીલાસો દીધો; પરંતુ તેનું હૃદય ભરાઈ આવ્યું, છાતીએ ડુમો બાઝયો અને તેનાથી રોવાઇ જવાયું. આખરે થોડીવારે પુનઃ સાવધાન થઈ તેણે વાતચિત શરૂ કરી અને ન્હારસિંહને પુછયું:—

"આપે મને એમ કહ્યું હતું કે તમારે એક બ્હેન છે તે પણ તમને મળશે. તેના અંગ ઉપર હાલ તો હાડકાં શિવાય કાંઇ નથી. આપે મારી હકીકતમાં કહ્યું તે એજ બ્હેન વિશે કની?"

"હા, એજ બ્હેન." ન્હારસિંહે ગંભીર મુખમુદ્રાથી કહ્યું,

"ત્યારે આપ એમ કેમ કહો છો કે એક વર્ષથી એની ખબર નથી." આતુર અંતઃકરણથી વિજયસિંહે પુછયું

"એમ કહેવાનું કારણ એજ કે તેની સ્થિતીની હાલ મને ખબર નથી. ઉડતી વાત એવી સાંભળી છે કે કીલ્લાના એક કેદખાનામાં તેને સંતાડી રાખી છે અને તે મહા દુઃખમાં છે. તેને માથે દુઃખનાં ઝાડ ઉગવાંજ બાકી રહયાં છે. હું ગઇ કાલે કેદખાનામાં જઈ તેનો પત્તો મેળવવાનો હતો; પરંતુ એટલામાં તમારા ઉપર થવાના જુલમની મને ખબર મળવાથી હું તે કામ ન કરી શકયો અને તમને છોડાવવાના બંદોબસ્તમાં ગુંથાયો." ન્હારસિંહે હકીકત જણાવી.

વિજયસિંહ–તેનું નામ શું ?

ન્હારસિંહ–વિજયા.

વિજય૦–શું તેનો પત્તો જલદી મળશે એવી આપને આશા છે.

ન્હાર૦–એમાં કાંઇ શક છે ?

આ વાકય સાંભળતાં વિનયથી વિજયસિંહે ન્હારસિંહને પુછયું:–"આપને મારે હવે એક વાત પુછવાની છે અને તે એ છે કે, આપે મારા ઉપર આટલી મહેરબાની કરવા કયા ઉચ્ચ ઉદ્દેશથી ધાર્યું છે અથવા અમારાજ લીધે રાજની સાથે દુશ્મનાવટ શાથી બાંધી છે તે કૃપા કરી મને જણાવશો ? '

આ પ્રશ્નનો ઉત્તર આપતાં ન્હારસિંહ પ્રથમ તો વિચારમાં પડયો પણ તુરતજ તે બોલ્યો ! 'આ ભેદ પણ છુપો રાખવાની જરૂર હવે જણાતી નથી તમે ઉભા થાઓ, મને ભેટો ' અને તેને ભેટી પડતાં તેણે કહ્યું, 'તમારો મોટો ભાઇ હુંજ છું' હર્ષનાં આંસુ બન્નેની આંખોમાંથી ચાલવા માંડયાં; ન્હારસિંહે આગળ ચલાવ્યું મનેજ રાઠોડે જખમી કરીને કુવામાં ફેંકી દીધો હતો ઇશ્વરે મારો જીવ બચાવ્યો અને એક સોદાગર તે રસ્તે થઈને જતો હતો તેણે મને કુવામાંથી બહાર કાઢયો મારૂં મુળ નામ તો પ્રતાપસિંહ છે.

પરંતુ રાજાને બદલો આપવાને હું આ વેશમાં રહું છું, હું લુટારો નથી તેમ રાજા શિવાય બીજા કોઈને દુઃખ પણ નથી દેતો. ફક્ત તેનીજ દોલત લુંટું છું અને નિર્વાહ ચલાવું છું.

આ પ્રમાણે પોતાના ભાઈનો મેળાપ થતાં વિજયસિંહને અનહદ ખુશી પ્રાપ્ત થઈ અને ઘડીએ ઘડીએ ઉઠી ઉઠીને તેને બાઝી પડવા લાગ્યો અને ભેટવા લાગ્યો. થોડીવાર વાતચિત કરી તેઓ બન્ને ખંડેરમાં ગયા અને હવે શું કરવું તેનો વિચાર ચાલ્યો.

## પ્રકરણ ૮ મું.



કૃષ્ણપક્ષની રાત્રિ. અંધારૂં ઘોર. મધ્યરાત્રિ વીતી ગયેલી, નભ-ગર્જનના ધુધટવાટ વિજળીના ચમકારા મુશળધાર વરસતો મેહ, સડક ઉપર પણ ઘુંટણ સુધી પાણી ચઢી ગયેલાં, કોઈ મનુષ્યનું તો રસ્તા ઉપર નામજ શાનું ? એવે સમયે એક મનુષ્ય ત્રણ વર્ષના એક બાળકને સોડમાં રાખી મિણકપ્પડથી છાતી સરસો તેને ઢાંકી દઇ, ઓઢેલી છત્રીની આડ કરી લપાતો લપાતો કીલ્લાની તરફ લઈ જતો હતો માર્ગમાં જતાં જતાં કોઇ સ્થળે સહજ આરામ લઇ ઝરમર વરસતા વાદળ નીચે પુનઃ પ્રયાણ કરતો કીલ્લાના મેદાનમાં જ્યારે તે પુરૂષ આવ્યો ત્યારે તેના રસ્તામાં ડાબા હાથ ઉપર આવેલા એક શિવાલયમાં તે નિર્ભયતાથી પેઠો અને ત્યાંના સભામંડપમાં કેટલોક સમય તેણે વિશ્રાન્તિ લેવાનું ધાર્યું પરન્તુ એટલામાં પેલું બાળક ચોસેચોસ પાડીને રડવા માંડ્યું અને તેનો અવાજ સાંભળી પુજારી ઉઠી બહાર આવ્યો અને આ પુરૂષની સન્મુખે આવી ઉભો અને પુછ્યું કોણ રાય સાહેબ !'

'હા.'

'ચાલો ઠીક થયું, આપ પધારી ગયા તે જો કે આ વખત બહુ બારીક છે છતાં અત્યારે લાગ ઠીક છે.'

રાયસાહેબે બાળકને શાંત કરતાં કહ્યું:—'ફક્ત આ બાળકનીજ ફીકરનો વિચાર થાય છે.'

'કંઇ અડચણ નહીં.' પુજારીએ કહ્યું, 'હવે આપ ઠેકાણે જ આવી પહોંચ્યા છો એમ ધારી મારી સાથે પધારો.'

આ શિવાલયની દિવાલ કિલ્લાની દિવાલ સાથે જોડાયેલી હતી. કિલ્લો તો નામનોજ હતો. તેને એક મોટી ઇમારત નામ આપીએ તોપણ ચાલે. પરંતુ તેની દિવાલ મજબુત અને બહુ પહોળી હતી. આ કિલ્લામાં નાનાં મોટાં ઘણાં કેદખાનાં હતાં. અહીંનો રાજા કરણસિંહ રાઠોડ ઘણો સુમ અને જુલ્મિ હતો. ખજાનો એકઠો કરવાનો અને ઇમારતો બનાવવાનો તેને શોખ હદ ઉપરાંત હતો. છતાં ખરચ વધારે થઇ જવાના ભયથી ફોજ પણ થોડીજ તેણે રાખી હતી. અને નેપાળના રાજાની પ્રીતિ મેળવેલી એટલે સર્વને તેજ તૃણવત લેખતો હતો. ન્હારસિંહે તેને નીચોવીજ નાંખેલ હોવાથી તેનો ખજાનો લગભગ તળીયા ઝાટક થઇ રહ્યો હતો.

વરસાદ વરસતો હોવાથી કાંબળો ઓઢી પુજારી રાયસાહેબને સાથે લઇ કિલ્લાની પાછળ આવેલા એ ચોર દરવાજે ગયો. બેત્રણ વાર ધીમેથી સાંકળ ખખડાવી કે તુરતજ કમાડ ઉઘાડયાં અને બન્ને અંદર પ્રવેશ કર્યો. દરવાજો ઉઘાડનાર એક વૃદ્ધ ચોકીદાર હતો. દરવાજો ફરીથી તેણે બંધ કર્યો પુજારીએ અહીં રાયસાહેબને કહ્યું:— 'હવે આપ પધારો અને જલદીથી પાછા પધારજો. હું જાઉં છું.

રાયસાહેબે છત્રી ત્યાંજ મુકી અને બાળકને છાતી સારસો દાબેલો રાખી એક ડાબા હાથ ઉપર આવેલી સુરંગદ્વારા થોડી જ વારમાં એક મહેલ આગળ પહોંચ્યા અને ઉપર ચઢી ગયા ત્યાં બે દાસીઓ તેમને મળી. આ દાસીઓ તેમની રાહ જોતીજ બેઠેલી હતી પછી સર્વે ત્યાં આગળની એક નિસરણીથી એક કોટડીમાં ઉતર્યા એક દાસીએ રાયસાહેબને કહ્યું:—"જો માનસિંહ ખવાસની મદદ આજ ન હોત તો અમારાથી આ કેદખાનામાંથી ન જઈ શકાત. આજે તેને રાજી કરવા મહેનત પણ ખુબ લેવી પડી છે. તે બિચારો નેક અને ભોળા દિલનો તે હાથમાં આવી ગયો અને તેણે હા કહી દીધી. નહી તો અમારું કાંઈએ ભાગ્યેજ ચાલત. હવે આપ અહીંજ થોભો. હું જઈને તેને બોલાવી લાવું આમ કહી દાસી ચાલી ગઈ અને થોડીવારે વૃદ્ધ માનસિંહ ખવાસને સાથે લઈને પાછી આવી પહોંચી.

આ ખવાસની ઉમ્મર ૭૦ વર્ષ ઉપરાંતની હશે. હાથમાં એક બળતું ફાનસ તેણે રાખેલું હતું. રાયસાહેબની પાસે આવી નમન કરીને તેણે કહ્યું:—જુઓ રાયસાહેબ, આપના હુકમનો અમલ તો મેં કર્યો છે, પણ મારી હાજત સંભાળવી હવે આપના હાથમાં છે. કેવળ વિશ્વાસુ સમજીનેજ ચોર દરવાજાની સંભાળની સુપરત મને થઈ છે. એક રીતે તો હું આપને આ મારગથી જવા દેવામાં નિમકહરામી કરૂં છું; પરંતુ બીજી રીતે જોતાં વિજયા દયાયોગ્ય છે, તેની સ્થિતિ યાદ કરતાં મને રડવું આવે છે અને આ આપના આશ્રયમાં રહેલા બાળકની હાલત વિચારતાં તો કાળજું કપાઈ જાય છે. ખરેખર હું એક અન્યાયી રાજાનું અન્ન ખાઉં છું. પરંતુ લાચાર છું, ગરીબી મારી નાંખે છે. તે નહીં તો આજેજ આ નોકરી છોડવા હું તૈયાર છું.

"માનસિંહજી, તમે ખરેખરા ઉદાર દીલના અને એક પવિત્ર માણસ છો. ઇશ્વર તમારી આ સાચી દાનતનો બદલો આપશે જ. હાલ તો તમે નોકરી છોડવાનો વિચાર પણ ન કરશો. અમારૂં કામ ધુળધાણી થઈ જશે. હવે ઘડિયાં ચોઘડિયાં વાગે છે થોડાજ વખતમાં આ રાજ્યનો સાચો રાજા ગાદીએ આવશે અને રૈયતને જુલ્મીના પંજામાથી મુક્ત કરશે.' રાયસાહેબે તેને શાન્તિ આપતાં કહ્યું.

'ઇશ્વર એ વખત વહેલો દેખાડે' માનસિંહજી બોલી ઉઠ્યો. 'હવે દયા કરી કલાકેક આપ અહીંજ થોભો. એક કલાકમાં પાછો આવીશ ત્યારે કેદખાનામાં જવાનું તાળુ ઉઘાડી આપીશ; કારણ હમણાં મહારાજ કેદખાનામાં ગયાં છે તે ત્યાંથી પાછા જશે એટલે હું નિશ્ચિંત થઇશ. આ કેદખાનામાં જવાને માટે ત્રણ દરવાજા છે. એક તો તેમા સદર દરવાજો છે અને તેને હાલતો ઇંટ ચુનાથી પુરી નાંખવામાં આવ્યો છે છતાં ત્યાં આગળ રાત દિવસ પહેરો રહે છે. બીજા દરવાજાની કુંચી મહારાજા સાહેબની પાસેજ રહે છે અને ત્રીજી નાની સરખી ખડકી છે તેની કુંચી મારી પાસે રહે છે અને તે રસ્તે થઈને હું દાસીઓને આવવા જવા દઈ શકુ છું.'

'આ હકીકત હું જાણુ છું.' રાયસાબે માનસિંહનું બોલવું પુરૂ થતાં કહ્યું, 'પરન્તુ માનસિંહજી, એ તો કહો કે તમે જઈને કલાકે આવશો તે વખતમાં અહી આવી અમને કોઇ જોઈ તો નહીં જાય ને ?'

'કિલ્લાની આ બાજુએ અવરજવરનો જરા પણ ભય નથી. આપ અહી નિશ્ચિંત રહો. કદાપિ અહી આ બાળક રડશે તો પણ ભય જેવું નથી' કહી ખવાસ ત્યાંથી ચાલ્યો અને બન્ને દાસીઓને એક કલાક લગી વાતો કરતા ત્યાં બેસવું પડયું.

એક કલાક દરમિયાનમાં તો વારતાએ કેટલાંએ સ્વરૂપો બદલ્યાં પરન્તુ તેમાંની કેટલીક વારતા સાથે આ હેવાલને સંબંધ હોવાથી તેનું વરણન અત્રે યોગ્ય ભાસે છે. વારતાના દરમિયાનમાંજ રાયસાહેબે પ્રશ્ન કર્યો.—

'શું મહારાજ કાલ પણ અહીં આવ્યા હતા ?'

'હા જી, કાલ આવ્યા હતા. પણ તે કોઈ રીતે માને તેમ નથી. પાંચ સાત દિવસ આમને આમ ચાલશે તો તો જરૂર તે જીવથી જવાની એમાં જરાએ શક જેવું નથી. વિજયસિંહ પકડાવની હકીકત સાંભળીને તે તો મરવા તુલ્યજ થઈ ગઇ છે.' એક દાસીએ જવાબ આપ્યો.

'પણ વિજયસિંહ તો કેદમાંથી છુટયા છે.'

'ક્યારે ?'

'કલાકેય પુરો થયો નથી.'

'આપે કેમ જાણ્યું ?'

'તે જાણવાની કાંઇ અત્યારે જરૂર નથી ?'

'ત્યારે આપ એક ખુશાલીની ખબર લાવ્યા છો. પણ આપની અને વિજયસિંહની મુલાકાત થઈ છે કે નહી ?'

'હા. મુલાકાત તો એક વખત થઈ હતી. પરંતુ મને વિજય-સિંહજી ઓળખતા નથી, હું ઘણોએ ધારૂં છુ કે વિજયસિંહની સાથે દોસ્તી બાંધું પરન્તુ તેમ કરવાનો હજુ સુધી મને પ્રસંગ નથી મળ્યો. હું ધારૂં છું કે વિમળાની બાબતમાં હવે પ્રસંગ મળશે.'

'કાલ પંચાત થવાની હતી. તેનું શું થયું. રાયસાહેબ ?'

'હા. કાલ પંચાત થઇ હતી. અહીંના મોટામોટા પંદર જ-મીનદારો અને સરાફો હતા. આખરે એ નિશ્ચય થયો કે અસલ આ

ગાદી વિજયસિંહની છે અને તેથી વિજયસિંહ જો લડવા ઉમેદ રાખતા હોય તો તે સર્વ તેને મદદ આપવા તૈયાર છે.'

'આપે કાંઇ બંદોબસ્ત કર્યો છે કે નહી?' પુનઃ પ્રશ્ન થયો.

"હું પણ એ વિચારમાં જ છું. જુઓ માનસિંહ આવી પહોંચ્યા."

માનસિંહ આવી પહોંચતા વારતા અટકી. માનસિંહે આવતાં વાંતજ કહ્યું-'મહારાજ ગયા હવે ખુશીથી આપ આવો' એમ કહેતાં તેણે તેજ કોટડીમાં આવેલી એક નાની ખડકી પોતાની કમરેથી કુંચી કાઢીને ઉઘાડી અને ત્રણેને અંદર લઇને તાળુ ફરીથી બંધ કરી ત્યાંજ બહાર બેઠો.

રાયસાહેબ બે દાસીઓ સાથે અંદર ગયા તો ત્યાં દીવો લઇ તેમનીજ રાહ જોતી ઉભેલી એક બીજી દાસીને જોઇ. અહીંથી નીચે ઉતરવાને પાછી બીજી નીસરણી ઉતરવાની હતી, દાસીઓની સાથે રાયસાહેબ નીચે એક કોટડીમાં ઉતર્યા. ત્યાંથી થોડી વાર સુધી એક સુરંગમાં થઇને જવાનું હતું, ત્યાંથી એક ગોળ ઘુમટમાં આવ્યા. અહીં પણ નીચે ઉતરવાને એક નિસરણી હતી. આ નિસરણી ઉતરતાં એક ભેજવાળી અને સહેજ વાસ મારતી ઓરડીમાં પ્રવેશ કરવો પડ્યો. અહીંઆં એક દરવાજો દાસીએ ઉઘાડ્યો અને રાય સાહેબને અને દાસીઓને સાથે લઇ એક દિવાનખાના સમિપ તે આવી પહોંચી. દિવાનખાનું ઘણું સુશોભિત હતું, મધ્યમાં લટકી રહેલી લીલી હાંડી પ્રકાશ આપતી હતી. તેમ બાજો દીવો પણ ઝગઝગી રહ્યો હતો. જમીન ઉપર ચિત્રવિચિત્ર રંગ રંગિત શેત્રંજી પાથરેલી હતી. અને વચ્ચોવચ આવેલા એક કોચ ઉપર ઝીણી ચાદર ઓઢી એક સુંદરી સુતેલી જણાતી હતી. બે દાસીઓ પગની બાજુએથી પંખા ઉડાવ્યે જતી હતી. પલંગની સ્હામે એક મેજ ઉપર મુકેલા પીતળના બાજઠ

ઉપર ચાંદીની ત્રણ શીશીઓ અને એક કાચનો પ્યાલો અને એક અન્ય પાત્ર પડયાં હતાં અને તેની પાસેજ એક બાજુએ ચાંદીના બાજઠ ઉપર રક્તથી ભરેલો એક ચાંદીનો પ્યાલો, જણાવવા ઉપરાંત એક છરો અને બે દિવાસળીઓ પડી હોય એમ સ્પષ્ટ થતું હતું વચમાં સુતેલી સુંદરી કેવલ અશક્ત અને દુર્બલ હતી. શરીરમાં હાડકાં શિવાય લોહી કે માંસ તો હતુંજ નહિ. તોપણ તેનું વદન નિહાળતાં એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું કે આ સુંદરી એક વખત હદ ઉપરાંત સુંદર સ્વરૂપવંતી હશે. કેડમાં બાળક સાથે રાયસાહેબ આવી પહોંચ્યા અને અશરૂ ભરી આંખોથી તેને જોતા ઉભા. રાયસાહેબને જોતાંજ યુવતિની આંખોમાંથી અશરૂ પ્રવાહ ચાલ્યો. હાથ લાંબા કરી ઉઠાડવાને સૂચવ્યું પણ 'ઉઠવાની કંઈ જરૂર નથી' એમ રાયસાહેબના કહેવાથી તે પડીજ રહી. રાયસાહેબે તેનાપર પડેલા અને પડતા દુઃખ માટે દિલગીરી પ્રદર્શિત કરતાં 'લ્યો આ તમારા બાળકને લ્યો. તેના સામુ જુઓ, તેને રમાડો, વ્હાલ કરો. હવે ગભરાશો નહિ, ઈશ્વર હવે કૃપા કરશેજ, બે ચાર દિવસમાંજ તમને દુઃખમુક્ત કરશે." બોલતાં બાળકને પલંગ ઉપર બેસાડયો અને મહા-પ્રયાસે અને મુસ્કેલીથી તે તેના મુખ ઉપર ચુંબન લઈ શકી. નવાઈની વારતા તો એ છે કે રસ્તામાં ગુમરાણ કરી મુકતું બાળક નહિ જરોયે અહીં રોયું કે ચાસ પાડી, પણ તે તો તેના ગળે બાઝી પડયું. અહા માતૃપ્રેમ! માતૃપ્રેમ! ત્હારો પ્રભાવ તો અનહદજ છે. રાયસાહેબ, દાસીઓ અને સુંદરી સર્વનાં હૃદય આમ પ્રેમથી રડતા બાળકને જોતાં ફાટવા લાગ્યાં, સુંદરીથી ન રહેવાયું. તે રોઈ પડી અને બાળકને પુનઃ બે પ્રેમાળ ચુંબન લેતાં બોલીઃ—

"પ્યારા! શું આ જીવનને માટે કંઈપણ આશા હવે હું રાખી

શકું તેમ છે? શું હું આપના ઘરમાં હવે આવવાનો વિચાર પણ કરી શકું તેમ છે? દશ માણસની વચ્ચે બાળકને રમાડવાની શું હું આશા કરૂં તેમ છે? હત ભાગ્ય! એક વિજયની આશા હતી. તેને પણ એ દુષ્ટ રાજા ફાંસીને લાકડે લટકાવવા ધારે છે."

"વ્હાલી વલ્લભા! પ્યારી પ્રાણાધાર કંઇ ફીકર ન રાખો, ચીંતા ન કરો, હવે આ વાર્તા સત્ય માનો કે પ્રાતઃકાળ થતાંમાં તો તે દુષ્ટ રાજાની સર્વે ખુશી બળીને ખાખ થશે તેની આશા હવામાંજ ઉડશે. તેની ધારણા ધરતીમાંજ દટાશે, તેના વિચારો મનમાંજ રહેશે અને તમે તેને મૃત્યુના પંજામાં ફસાયેલો જોશો. જેને ન્હારસિંહ લુટારાનો સહાય છે તેને શું કોઈ વાતનો ભય છે? નહીં નહીં તે સદા નિર્ભયજ છે. ન્હારસિંહ તેને બે કલાક પુર્વેજ છોડાવીને લઈ ગયો."

"શું ન્હારસિંહ વિજયસિંહને છોડાવી લઈ ગયો?!" તેણે ચમકીને પુછ્યું અને કહ્યું:—"અરે, એ તો ઘણોજ ક્રૂર હૃદયી મનાય છે. શું વિજયસિંહ સાથે સારી રીતે વર્તશે? શું તે તેને દુઃખ તો નહીં દે?"

"ના ના, એવું નથી, એમ દીલગીર થવાનું કાંઇ કારણ નથી." રાયસાહેબે ઉત્તર દીધો. 'શું તમે ન્હારસિંહને રાજા શિવાય અન્યને પીડતાં કોઈ વખત સાંભળ્યો છે? ખરેખર, તે રાજાને અત્યંત પીડે છે. સતાવે છે. ત્રાહી ત્રાહી પોકરાવે છે તો તેનું કાંઈ પણ કારણ હોવુંજ જોઇએ. બાકી બીજાને તો તે જરા પણ દુઃખ દેતો નથી. ઉલટું મારા અનુભવ પ્રમાણે તો તે રૈયતને મદદ કરે છે. રાજાને લુંટે છે અને મળેલાં દ્રવ્યથી ગરીબને મદદ આપે છે. મેં ઘણીયે વ ર એવું સાંભળ્યું છે કે—"આજ તો ન્હારસિંહ

લુંટારો ગામમાં આવ્યો હતો; તે ફલાણાને રૂપિઆની થેલી આપતો ગયો તો બીજીને લુગડાની મદદ આપી અને મારૂં તો શું પણ સર્વ રૈયતનું માનવું છે કે ન્હારસિંહ શિવાય રાજા, બીજાને તો દુ:ખ દેવાનો નહીંજ" વધારામાં કહ્યું.

"હા જી, મેં પણ સાંભળ્યું છે તો એમજ. પણ હવે વિજયસિંહની સાથે પણ સારી રીતે વરતે અને રાજાઓની ભીડો ભાગે તો ઠીક. એક વરસથી તો મેં મારા વિજયસિંહનું કે વિમળાનું મ્હોં પણ જોયું નથી. હરે પ્રભુ! મેંજ ભૂ ડું કર્યું કે રાજાના ભયથી તેને મોઢે–અરે કોઈને મ્હોંઢે પણ વારતા ન કરી કે હું ફલાણી છું અને મારૂં નામ વિજયા છે. નહીં તો આ વરસે દુ:ખનાં ઝાડ ઉગવાનાં બાકી રહ્યાં છે તે કદાપિ......" રોય જાય છે, "હાય, કોણ જાણે કયાંયે મારૂં મોત ભરાઈ બેઠું છે." રડતાં રડતાં તે સ્ત્રીએ પોતાનું વાકય પૂરૂં કર્યું.

લોહીના ભરેલા પ્યાલા તરફ રાયસાહેબની આંખ ગઈ અને તે બોલ્યો: "આ લોહીનો ભરેલો પ્યાલો એમજ સૂચવે છે કે મારે એકાદના લોહીના તરસ્યા થવુંજ પડશે."

"અમારી ખરાબી થવા સાથે આ નિર્દોષ બિચારાં બાળકો પણ માર્યાંજ જવાના–" બાળકને પોતાને ગળે બઝાડતાં દીન મુખ-મુદ્રાથી તે બોલી.

"જો પરમેશ્વરે તેમજ ધાર્યું છે કે આ અઠવાડિયામાં સર્વ જાણશે કે તમે કુંવારાં નથી; અને આ બાળક પણ તમારૂંજ છે."

"પ્રભુ એ દિવસ વ્હેલો દેખાડો, પણ હાં, કેમ પંચની શી ખબર છે?"

"પંચમાં જોશ વધતોજ જાય છે, અને છચોક હવે તો વિ-જયસિંહની તરફેણમાં તેઓ બોલે છે."

"ન્હારસિંહની વિશેષ હકીકત કાંઈ સંભળાઈ છે ?"

"વિશેષ તો નહી પણ એક વાત નવી સાંભળી છે."

"એ કઈ ?"

"વિમળાને મારવા તેના પિતા સુજનસિંહનેજ મોકલ્યો હતો."

"હાય ! એ કમબખ્તે મારા ભાઈ પ્રતાપના પણ પ્રાણ લીધા હતા.' દીર્ઘ નાંખતાં તેણે ઉત્તર આપ્યો.

"હું તમને એક વાત કાનમાંજ કહેવા ઇચ્છું છું."

"કહો ત્યારે."

"રાયસાહેબે નીચા નમી કંઈ વાત તેના મનમાં કહી સાંભળતાંજ વિજ્યાનો ચ્હેરો બદલાયો, ગાલ ઉપર તેનું વદન હવે પ્રસન્ન જણાવા લાગ્યું, રગોમાં નવું લોહી વહેવા લાગ્યું અને તેણે પૂછયું–શું આ સર્વ હકીકત ખરી છે !"

"તમારા સમ, સાચીજ વાત છે." વિજ્યાને મસ્તકે હાથ મૂકતાં રાયસાહેબે ઉત્તર વળ્યો.

"અરે ! જુઓ, જુઓ, કોઈનાં પગલાં આ તરફ આવતાં સંભળાય છે" એક દાસી એકાએક બોલી ઉઠી.

"વિજ્યાએ બાળકને દાસીઓને સોંપી દીધું અને બોલી ઉઠી હાય નસીબ. તું તો બે ડગલા આગળનું આગળજ. તું તો સુખનો વારો નહીંજ આવવા દે !"

એટલામાં એક સ્હામેનો દરવાજો ઉઘાડયો અને હાથમાં એક ઉઘાડી તરવાર લઈને હરીસિંહ આવતો જણાયો. વિજ્યા અને સર્વ દાસીઓ આ રાક્ષસને આવતાં દેખતાંજ બ્હીની; કંપી ઉઠી, ધ્રુજી ઉઠી; પરંતુ રાયસાહેબના ચહેરા ઉપર એકવાર તો ઉદાસી છવાઇ છતાં તુરતજ તે ક્રોધમાં પલટાઈ ગઈ. હરીસિંહ છેક પાસે આવ્યો

અને રાયસિંહને દેખાતાં આશ્ચર્ય પામી–તેણે પૂછયું—"તું કોણ છે ?"

"તારે મારૂં નામ પૂછીને શું કામ છે ?" ઉત્તર મળ્યો.

'તું અહીંયાં કેમ આવ્યો'?

દાસીઓ તરફ ફરી તેણે કહ્યું—"હવે જાણો કે તમારૂં આવી બન્યું; આજ તમારો ભેદ ખુલ્લો પડી ગયો છે."

"હવે તું મને જે કહેતો હોય તે કહેને? બાયડીઓનો શું ધમકાવે છે?"

'તને હું કાંઈ કહેવા નથી માગતો. તને પકડીને સીધો મહારાજની પાસે લઇ જઇશ અને ત્યાં તારૂં જે થવાનું હશે તે થશે.'

"હું' તો તને અને તારા મહારાજને બન્નેને તૃણવત્ ગણું છું' અલ્યા તારી ગુંજાશ શી કે તું મને પકડે."

હરીસિંહને આ સાંભળી રોમ રોમ ક્રોધ વ્યાપ્યો. રાવસાહેબ ઉપર એકદમ તલવાર ઉગામી પ્રહાર કર્યો; પણ રાયસાહેબે ચાલાકીથી ચુકાવ્યો અને એકદમ પાછળથી એવી રીતે તેને કેડમાથી પકડી પટકી કે તલવાર હાથમાંથી દૂર જઇ પડી. હવે બન્નેમાં કુસ્તી થવા લાગી ઉભેલી દાસીએ તુરતજ હરીસિંહના હાથમાંથી પડી ગયેલી તરવારને લેઈ તેનું ગળુ કાપી નાંખ્યું.

"અરે, આ શું કર્યું ?' રાયસાહેબ બોલી ઉઠયા.

"એ હરામખોરને મારવોજ જોઇતો હતો. નહી તો તે આપણ સર્વને ફસાવત.

'ચાલો જે થયું તે ખરૂં, પણ હવે આને બહાર લેઈ જઈ એવી જગાએ દાટવો જોઇએ કે તેનો પત્તોજ ન લાગે. એ હવે પ્રથમ કરવાનું છે.

રાયસાહેબે વિજ્યાને સમજાવી બહાર જવાની રજા માગી. એક દાસીએ બાળકને લીધું. રાયસાહેબે ત્યાંથી એક કામળો લઈ હરીસિંહની લાસ તેમાં બાંધી અને જે માર્ગે પ્રવેશ કર્યો હતો તે માર્ગે ચાલ્યો. જ્યારે તે માનસિંહે ઉઘાડી હતી તે ખડકી આગળ સર્વ પહોંચ્યા ત્યારે અંદરથી સાંકળ ખખડાવતાંજ બહાર ઉભેલા માનસિંહે બારણું ઉઘાડયું અને બન્ને બહાર નીકળ્યાં.

રાયસાહેબની પીઠ ઉપર ગાંસડી જોઇને માનસિંગ ચમક્યો. તેણે ધાર્યું કે તે વિજ્યાને લઈ જાય છે, આથી તે બોલ્યો:—"અરે આ શું ગજબ કરવા ધાર્યો છે? ના, ના, એમ તો નહી બને, અરે હું નકામો ફાંસીએ ચડું, એટલુંજ બસ છે મેં આપને વિજ્યા પાસે જવા દીધા."

રાયસાહેબે ગાંસડી છોડીને માનસિંહને બતાવી. અને કહ્યું— "માનસિંહજી તમે એમ ન ધારશો કે તમારા ઉપર કોઇ તરેહની આફત આવે એવું હું કરૂં, આ લાશ કોઈ બીજાની છે. જ્યારે હું વિજ્યાની પાસે પહોંચ્યો ત્યારે તે ત્યાં હાજર હતો અને લાચારીથી મારે તેને મારવો પડ્યો. કારણ નહિ તો હું ત્યાં આવ્યો હતો તે જણાઇ જાય અને તમારા લોક ઉપર આફત આવેજ."

અરે આ લાસ તો પેલા નખોદિયા પિટયા હરીસિંહની છે, માનસિંહભાઇ! જેનાંથી અમારે ડરતાંજ રહેવું પડતું તે." દાશી બોલી ઉઠી.

"હશે, જ્યારે એવીજ વખતે તમે વિજ્યાની પાસે પહોંચ્યો તો તેને મારી નાંખવોજ જોઇતો હતો; પરંતુ એને એવી જગાએ દાટવો જોઈએ કે પતોજ ન લાગે." માનસિંહે જણાવ્યું.

'તે વાતે નિશ્ચિંત રહેજો, હું સર્વ બંદોબસ્ત કરૂં છું' રાયસાહેબે કહ્યું.

રાયસાહેબ કિલ્લામાં કેવી રીતે આવ્યા હતા તેનું વરણન ઉપર આવી ગયું છે. તે કેવી રીતે બહાર નીકળ્યા તે જણાવવાની જરૂર નથી. પણ આખરે તે કિલ્લાની બહાર એક મેદાનમાં પીઠ ઉપર ઉચકેલી ગાંસડી સહિત પાછા જણાયા. કેડમાં બાળક લઇ ચાલતી દાસી પણ સાથેજ હતી. વરસાદ વરસતો તદન બંધ પડી ગયો હતો. વાદળમાં છુટા છવાયા અનેક તારાઓ જણાતા હતા.

શિવાલયને રસ્તે ન જતા રાયસાહેબે બીજીજ દિશા પકડી. પરંતુ એકાદ ખેતરવા દુર ગયા એટલામાં તો કોઈ બે પુરૂષે તેમને ઘેર લીધા અને જુસ્સામાં જ પુછયું:—‘ ખબરદાર જો એક ડગલું પણ આગળ ભર્યું છે તો. ગાંસડી એકદમ અમને બતાવ અને કહે કે તું કોણ છે. ખરે ! તું કોઈની લાશ લઈ જતો જણાય છે. ’

“ હા, હા, આ ગાસડીમાં લાશજ છે, ’ રાયસાહેબે નિરભય-તાથી જવાબ આપ્યો, ‘ અને આ એક એવા માણસની લાશ છે કે જે સમગ્ર રૈયતને પીડારૂપ હતો, મારા ધારવા પ્રમાણે આ રાજ્યમાં એવો કોઇ ભાગ્યે જ હશે કે જે આ દુષ્ટ ચંડાળને મરી ગયેલો જાણી ખુશી નહી થાય. ” તેણે વધારામાં કહ્યું.

“ તમે શા ઉપરથી કહો છો કે અમે ખુશી થઇશું ? ” એમાંથી એકનો પ્રશ્ન થયો.

“ એટલાજ માટે કે તમે રાજાના પક્ષના નથી જણાતા. ”

“ હશે ઠીક છે. પણ આ લાશ કોની છે તે, અને તમે કોણ છો તે, અમારે જાણવાની જરૂર છે. ” ફરીથી સવાલ પુછાયો.

“ આ લાશ હરીસિંહની છે. પરંતુ મારૂં નામ તો જ્યાં સુધી તમારૂં નામ શું છે અને તમે કોણ છો એ નહિ જાણું ત્યાં સુધી નહી બતાવું. ” ગાંસડીને જમીન પર ઉતારી તેણે કહ્યું.

"ખરે, આ લાશ હરીસિંહની છે એ જાણી અમને બહુજ ખુશી ઉત્પન્ન થાય છે. હવે અમારૂં નામ તમને કહેવાની જરા પણ અડચણ નથી.

મારૂં નામ ન્હારસિંહ છે અમે એમ આશા રાખીએ છીએ કે તમે અમારા પક્ષના છો. અને કદાપી નહી હો તોપણ શું? અમે કાંઈ તમારાથી ડરતા નથી.

'આપનું નામજ ન્હારસીંહ? આપને મળવાથા ઘણોજ આનંદ થાય છે. ઘણા દિવસથી આપને મળવાથી મને ઘણોજ આનંદ થાય છે. ઘણા દિવસથી આપને મળવા થતી ઉત્કંઠા આજે પુરણ થઈ છે પરંતુ વિજયસિંહની મુલાકાત પણ આ વખતે થઇ હોત તો કેવી આનંદની વાત?' રાયસિંહે આનંદાશ્ચર્ય પામતાં કહ્યું.

'વિજયસિંહને મળી તમારે શું છે?' બીજા પુરૂષે તેને પૂછયું.

'વિજયસિંહને મારે એજ કહેવું છે કે, રાજા તમારો કટ્ટો શત્રુ છે; કંઇક તેમની બ્હેન વિજયાની હકીકત પણ કહેવાની છે. વળી એમ જણાવવું છે કે તમારાં પત્નિ વિમળા બચી તો ગયાં છે, પરંતુ અદ્યાપિ તે ભયમાંજ છે,' ન્હારસિંહ તરફ જોઇને તેણે કહ્યું—'જો આપની કૃપા થાય તો હું તેમને આજે મળવા ઇચ્છું છું, કારણ કે આજેજ આપે તેમને કેદ મુક્ત કર્યાં છે.'

'હા, હવે હું સમજ્યો. શું આપ રાયસિંહ! રાયસાહેબથી ઓળખાઓ છો તે આપજને? નામ તો કંઇ બીજુ છે પણ કેટલાક તમને રાયસાહેબ કહીનેજ બોલાવે છે, કેમ ખરૂને?'

'હા, જી, એમજ છે."

'પરન્તુ હું આપની પુરી હકીકત નથી જાણતો તે જાણવા

જો કે પ્રયત્ન તો ચાલે છે હવે સ્પષ્ટ કહી દેવું જોઇએ કે, મારૂં નામ ન્હારસિંહ નથી. અમે તો બન્ને તેના નોકર છીએ, એ તો વિજયસિંહને છોડાવી પોતાને ઘેર લઈ ગયા છે, અને ત્યાં આપ વિજયસિંહને અને ન્હારસિંહને મળી શકશો.'

'હા હા, હું જરૂર તેમને મળીશ.'

'અને તમારી સાથે આ બાળક લઈ આવનાર સ્ત્રી કોણ છે?' તેનો હેવાલ ન્હારસિંહ સમક્ષજ કહેવામાં આવશે.'

'તો શું તમારે હમણાંજ આવવું છે?'

'હા,'

'ઠીક તો આ ગાંસડી મને સોંપી દો હું આટલામાં તેનો ઘડયો ઘાટ કરી નાંખું છું ફક્ત તેનું માથું જ શેઠની પાસે લઈ જઇશું. આ બાળકને આપ લઈ લ્યો અને આ સ્ત્રીને જવાની રજા આપો.'

રાયસાહેબે દાસીને વિદાયગિરી આપી એક પુરૂષે ગાસડીને પીઠ ઉપર ઉંચકી, રાયસાહેબે બાળકને લીધુ અને એની પછવાડે પછવાડે ચાલ્યા. થોડીવારમાં જ તેમની પાછળ આવતા ઘોડાની પડઘીઓ સંભળાવા લાગી. રાયસાહેબ ચમકયા અને કહ્યું–'નક્કી અમને પકડવાને માટે સવાર આવતા હશે.'

# પ્રકરણ ૯ મું.

મધ્યરાત્રિનો આ સમય છે. અંધારૂં તો ચારે તરફ છેજ. અને વાદળ પણ ઘટા ઘોર જેવું થઇ ગયું છે કે તારક પ્રકાશ જણાતો નથી. ઝરમર ઝરમર વરસાદ વરસે છે. પણ હવાનું જોર એટલું

બધું છે કે તે વરસતો જણાતો નથી. હરિપુરની ચારે તરફ આ પ્રમાણેજ સ્થિતિ છે. આવે વખતે બોકાની બાંધેલા બે પુરૂષો કાળો પોશાક પહેરી પોતાનાં પગલાં આગળ વધાર્યાં જાય છે. આમનો પ્રયાણ માર્ગ સીધો સડક ઉપર નથી પરંતુ ગલીઓ કુંચીઓમાં થઇને જવાનું ધારે છે. ઉતાવળે પગલે ધારેલે ઠેકાણે જલદી પહોંચી જવાની તેમની ધારણા છે—યત્ન પણ છે; પરંતુ અંધારૂં એવું ગજબ છે કે ઠેકાણે ઠેકાણે અટકયા શિવાય અને વિજળીના ચમકારાથી સીધો રસ્તો જણાયા શિવાય તેઓ આગળ જઇ શકતા નથી.

આખરે ગલીકુંચીઓ થતા થતા એક મકાન પાસે આવ્યા. અહીં આ મકાનના પ્રવેશદ્વારેજ દશ બાર સિપાઇઓ નાગી—ઉઘાડી તરવારે પહેરો ભરતા હતા.

બે પુરૂષમાંથી એક આગળ વધ્યો અને "મહાદેવ" શબ્દનો ઉચ્ચાર કર્યો. "જયમહાદેવ" શબ્દથીજ તેનો ઉત્તર પણ મળ્યો. સીપાઇ વર્ગના એક સરદારે આગળ આવી જે પુરૂષે "મહાદેવ શબ્દનો ઉચ્ચાર કર્યો હતો તેને પૂછ્યું:—"આજ તો આપની સાથે કોઇ બીજું પણ લાગે છે ને. શું તેમને પણ અંદર લઇ જવા છે?"

"ના, હાલ તો મારે એકલાનેજ જવું છે, તેતો બહારજ રહેશે. કદાપિ સરદાર સાહેબને જરૂર હશે તો એમને પણ અંદર બોલાવીશું.

"હા જી, એમજ થવું જોઇએ. આપને જવું હોય તો પધારો."

આ બેમાંથી એક તો બહાર રહ્યો અને આમ તેમ આંટા ફેરા ખાવા લાગ્યો. બીજા પુરૂષે મકાનમાં પ્રવેશ કર્યો. અંદર પ્રવેશ કરતા એક પછી એક ત્રણ દરવાજા ઓળંગવાના હતા. આખરે તે દિવાનખાનામાં ગયો. લગભગ વીસ માણસો આ સ્થળે અરસપરસ

વાતો કરતાં બેઠાં હતાં. એ મ્હોટા મીણબત્તીના દિવા વચ્ચે બળતા હતા અને તેની આસપાસ પણ કેટલાક અમીરો બેઠા હતા.

દેખાવ ખરેખર ભવ્ય હતો. આ વીર પુરૂષોના સ્હામુ જોતાં જ નબળા પોચા હૃદયના મનુષ્યના તો હાંજાજ ગગડી જાય એવું હતું. પ્રત્યેક બેઠેલા પુરૂષની સામે એક એક તલવાર શોભી રહી હતી. તેમની વાંકડી મૂછો પ્હોળી-ભરાવદાર છાતી, મ્હોટી મોટી પ્રચંડ તેજસ્વી આંખ્યો-આ સર્વ એજ બનાવતાં હતાં કે આ બહાદુરો સમશેર ધરી પોતાની માની કુખને લજવે તેવા નહોતા, પરંતુ જગજાહેર કરે તેવા-દીપાવે તેવા હતા. આ સર્વ મંડળની સામે એક ઉંચા આસને વિશેષ ઠાઠમાઠમાં, સોનાની મુઠવાળી તલવાર સાથે બેઠેલ એક પહેલવાન પુરૂષનાં દર્શન થતાંજ સદ્ય એમ ભાન થાય તેમ હતુ કે તે આ સર્વનો ઉપરી અમલદાર હશે. અને હતું પણ તેમજ. અમલદાર નેપાલનોજ એક સેનાપતિ, નેપાલના નાના લસ્કરનો એક ઉપરી અમલદાર હતો. ચાર માણસો મ્હોટા મોટા પંખા લઈને આ અમલદારને તેમજ સર્વ અન્યને વા નાંખી રહ્યાં હતાં.

પેલો બહારથી આવેલો પુરૂષ આ સર્વની આગળ જઈ ઉભો રહ્યો, અને નમીને સલામ કરતાં બોલ્યો—હું આજે શુદ્ધ અંતઃકરણપૂર્વક નેપાલના મહારાજને અને હરિપૂરના લોકોને રૈયતને દુઃખમુક્ત કરવાને પોતના એક સરદારને અતરે મોકલવા માટે, ધન્યવાદ આપું છું, જે સરદાર સાહેબ આ સભામાં પ્રત્યક્ષ છે તેમને અને આ મોટા મોટા જમીનદારો અને ધરમાત્માઓ અત્ર એકત્ર થયા છો તે સર્વને હું નમન કરૂં છું અને જણાવવાની રજા લઉં છું કે અમારા ઉપર કૃપા કરી રાજા કરણસિંહના જે જુલમો અમારા

ઉપર થાય છે. તેની પૂર્ણ રીતે તપાસ કરવી. અમે સર્વ સાબિત કરી આપવા તૈયાર છીએ કે, રાજા કરણસિંહ જુલમી, ક્રુર, પાષણ હૃદયનો, બેઇમાન અને ઘાતકી, પાશણ વૃત્તિવાળો છે.

નેપાળના સરદાર ખડગસિંહે આ સાંભળતાં એક ક્ષત્રીવીર તરફ જોઇને પૂછ્યું–"આ કોણ છે? રણધીરસિંહ!"

'નહારસિંહ જેને અહીંના રાજાએ લુંટારા તરિકે લેખ્યો છે, તેનો આ એક સાથી છે, તેનું નામ ધીરસિંહ છે અને અમારા લોકોની પંચાતમાં એ સારો ભાગ લે છે" રણધીરસિંહે હાથ જોડી નમ્રતાઇથી ઉત્તર આપ્યો.

'શું જે નહારસિંહે આખા હરિપૂરની રૈયતને ત્રાસ આપ્યો છે, અને એના જુલમની હકીકત નેપાલ સુધી જાહેર થઈ ગઈ છે તે નહારસિંહના સાથીને તમે તમારી પંચાતમાં ભાગ લેવા દો છો?"

નહારસિંહને અહીંના બેઇમાન રાજાએજ બદનામ કર્યો છે. કારણ તે તેની તરફ ક્રુરતાથી વરતે છે, તેનો પોતાનો ખાનગી ખજાનો લુટે છે, તેના કેદ કરેલાં નિરપરાધિ કેદીઓને છોડાવે છે, પરંતુ રાજા અને તેના અનુચરીઓ સિવાય તો કોઈ ભાગ્યેજ હરિપૂરની રૈયતમાંથી કહેનારમાંથી કહેનાર નીકળશે, કે નહારસિંહ જુલ્મી છે અને રયતને પીડે છે,' ધીરસિંહે જવાબ આપ્યો.

'શું આ ખરી વાત છે?' રણધીરસિંહ તરફ જોઇ સરદારે પૂછ્યું એ તે વીરપુરૂષ છે, તે કોઇને પણ દુઃખ તો નથી દેતો પરંતુ દરમહિને હજારો રૂપિયા અહીંની ગરિબ પ્રજામાં ગુપ્ત રીતે વહેંચે છે; દરિદ્રીનું દુઃખ કાપે છે; ગૌબ્રાહ્મણ, સ્ત્રીની રક્ષા કરે છે; નક્કી કરણસિંહ રાજાને તો તે પીડે છે; તેની લક્ષ્મીને લૂટે છે; તેના સહાયકોને મારે છે.

"જો એમ હોય તો તો ન્હારસિંહ બહાદુર અને ધર્માત્મા માની શકાય." સરદારે વીરસિંહ તરફ મુખમુદ્રા ફેરવતાં કહ્યું "પણ રાજા કરણસિંહ તો એનો બહુજ નિંદા કરતા જણાય છે અને તેને જુલમીજ કહે છે; સાબીતીમાં એક તાજુ બનેલું દૃષ્ટાંત પણ તે આપે છે કે રાજકુમારનું ખુન જેના ઉપર સ્પષ્ટ રીતે સાબિત થઈ ચુકયું હતું અને જે તોપને ગોળે ઉડાવી મુકવા યોગ્ય હતો એવા એક નિમકહરામ વિજયસિંહને તે ન્હારસિંહ છોડાવી લઇ ગયો. આનો શો જવાબ કે ખુલાસો ન્હારસિંહ આપશે?"

ધીરસિંહ હમેશાં અમારી પંચાતમાં મ્હોં ઉપર બુકાની સાથેજ આવે છે અમે તેમને ખાસ આગ્રહ પણ છુટા-ખુલ્લા મ્હોંયે આવવાનો અને મ્હોં દેખાડવાનો નથી કરતા. અમે તો ઉલટા સોગન લીધા છે કે તેની સાથે અમે પ્રપંચ નહી કરીએ, તેમ તેમણે પણ એવીજ પ્રતિજ્ઞા લીધી છે. ન્હારસિંહ વિજયસિંહને છોડાવી લઇ ગયો ત્યાર પછી આજેજ અમે પહેલવહેલા મળીએ છીએ અને તેની પાસેથી પણ અમે એજ ખુલાસો પ્રથમ લેવા ઇચ્છીએ છીએ કે જેણે રાજકુમારનું ખુન કર્યું તેવા આદમીને ન્હારસિંહે કેમ મદદ કરી? અમે નથી ધારતા કે ન્હારસિંહે આ યોગ્ય પગલું ભર્યું છે. અલબત અમે રાજાના દુશ્મન છીએ તો પણ તેના પુત્રના ખુનીને નસાડીએ એવા અમે નથી! વળી અમને વિશેષ આશ્ચર્ય તો એ પણ થાય છે કે, વિજયસિંહને હાથે આવું બન્યુંજ કેમ?! એતો એક બહુજ ભલો સત્યવાદી ધર્માત્મા અને પવિત્ર માણસ હતો તેના ઉપર તો સર્વની પ્રીતિ હતી; અને રાજકર્મચારીઓમાં એક વિજયજ ફક્ત હતો કે જેને જોઇ રૈયત સંતોષ માનતી હતી, અને પ્રસન્ન રહેતી હતી અને તે પણ રૈયતને એક પુત્ર સમાન ગણતો હતો પણ એ આશ્ચર્યની

વાત છે કે ......રણધીરસિંહે આખરે મનમાંજ બોલતાં અપૂર્ણ વાક્ય રાખ્યું.

'ઓ હો એનો જવાબ હુંજ દઇ શકીશ અને ખાત્રી પણ કરી આપી શકું તેમ છું કે ન્હારસિંહે કાંઇ ખોટું નથી કર્યું અને વીજયસીંહ કેવલ બીનગુન્હેગાર છે.' ધીરસીંહે બહાદુરાઇથી જવાબ આપ્યો.

'જો ન્હારસિંહ અને વિજયસિંહ ગુન્હેગાર નથી એમ તમે ખાત્રી કરી આપશો તો તેમની સાથે અમે બહુજ સલુકાઇથી વર્તીશું જાઓ ધીરસિંહજી! રાજાની વીરૂદ્ધ એની રૈયત તથા ન્હારસિંહે પુષ્કળ અરજીઓ કરવાથી નેપાળ મહારાજાએ મને ખાસ આ બાબત તપાસ કરવા મોકલ્યો છે. હું મારા માલિકનું કામ પ્રમાણિકપણે કરવા ઇચ્છું છું. આ લોકો (ભરાયેલા પુરૂષો તરફ આંગળી કરીને) મને સારો માનીને મારા ઉપર પ્રીતી રાખે છે, અહીં આવે છે અને કેટલીક હકીકતથી વાકેફ કરે છે, અને હું પણ તેમની ગુપ્ત પંચાતમાં ભાગ લઉં છું તે પણ ચોખ્ખા દિલથી વાત મને કહે છે પણ વિજયસિંહ ગુન્હેગાર નથી એ સંબંધમાં તમે શું કહી શકો તેમ છો? સરદાર ખડગસિંહજીએ ધીરસિંહને પુછ્યું.

'વિજયસિંહ કોણ છે? અને તેની ઇજત કેવી રીતે જાળવવી તે સંબંધી તો હું વળી વખત આવ્યે કહીશ અત્યારે તો તે બીન ગુન્હેગાર છે એજ સાબિત કરવામાગું છું. વિજયસિંહે મહારાજના પુત્રને માર્યોજ નથી, એ સર્વ રાજાનો પ્રપંચ છે રાજકુમાર અત્યારે પણ જીવતો જાગતો છે તેને રાજાએ ગુપ્ત સંતાડયો છે, આપની ઇચ્છા હોય તો ચાલો મારી સાથે લઈ જઇ આપને બતાવું."

'શું રાજકુમાર જીવતો જાગતો હયાત છે?'

'જી હા.'

'વધારેની કાંઈ જરૂર નથી ફક્ત આ વાતો ખરી છે એટલીજ ખાત્રી થતાં રૈયતની અરજી હું સત્યજ માનીશ અને રાજા કરણસિંહને કેદ પકડી હું નેપાલ લઈ જઈશ.'

'અરે એટલુંજ નહી પણ બિચારા વિજયસિંહ જેવા કેટલાનાએ રાજાએ વિના વાંકે પ્રાણ લીધા છે આ હકીકત સાંભળતાં તો રૂવે રૂવાં ખડાં થશે તો પણ હજુ બિચારો વિજયસિંહ તો શાંતિજ ચુપકીથી બેઠો રહ્યો છે.'

જો આ વાત (તલવારની મુઠપર હાથ મુકતાં) સાચી હશે તો વિજયસિંહનો પક્ષ કરવા અમે તૈયાર છીએ પણ ન્હારસિંહે પંડે અમારી પાસે આવવું જોઈએ.

: અલબત ન્હારસિંહે આપની પાસે આવવુંજ જોઈએ અને તે આવવા તૈયાર છે. પણ ક્યારે? આપ પ્રતિજ્ઞાપુર્વક સોગંદ લ્યો કે તેની સાથે દગો નહીં કરો અને જો તે સાચો ઠરે તો તેને મદદ કરશો—જો તે જુઠો નીકળે તો ગમે તે સજા કરો—એવા સોગંદ લ્યો તો ન્હારસિંહ વિજયસિંહની સાથે આ વખતે અહીં આવી શકે.'

વાક્ય પુરૂ થતાંજ ખડગસિંહે અને બીજા સર્વ વીરોએ પોતાની તરવારો બહાર કાઢી અને ધર્મ પ્રતિજ્ઞા લીધી કે ન્હારસિંહ સાથે દગો નહી કરીએ પરંતુ ઉલટા મિત્ર ભાવે વર્તીશું. તુરતજ ધીરસિંહે પોતાની બોકાની છોડી નાંખી મ્હોં ખુલ્લુ કર્યું અને મ્યાનમાંથી તરવારની મુઠને હાથ લગાડતાં મ્હોટે સાદે બોલવા માંડ્યું કે—'આપની સ્હામે ઉભેલો ન્હારસિંહ પણ પ્રતિજ્ઞા લે છે કે જો હું જુઠો નીકળીશ તો આ તરવારે આ માથું દેવારપણ

કરીશ. મારૂંજ નામ ન્હારસિંહ છે આજ સુધી હું ખુલ્લો પડયો નહોતો અને ધારસિંહ નામે ઓળખાયો હતો.

નહારસિંહના ખુબસુરત ચ્હેરા ઉપર દીપક પ્રકાશ છવાઇ રહ્યો તેના મધુર સાદે અને વિનિત વચનોએ સર્વને મોહિત કર્યા. ખડગસિંહે તો તેને છાતી સરસો ભેટયો અને કહ્યું,—' ખરેખર તમે બહાદુર નર છો. આ પ્રસંગે પ્રકાશ થવાનું તમે ઠીક યોગ્ય ધાર્યું છે. ઇશ્વરેચ્છા તો તમે સાચાજ નીકળશો એ નિરવીવાદ છે.' (સર્વ સરદારો અને અન્ય જમીનદારોને) ' ઉઠો ઉઠો અને આ બહાદુરને ભેટો, એનાથીજ તમારાં સર્વ કષ્ટ નિવારણ થશે.'

સર્વે એક પછી એક ભેટયા. ખડગસિંહે પુનઃ તેને છાતી સરસો ખુબ ચાંપ્યો.

" વિજયસિંહને હું બહાર દરવાજે મુકતો આવ્યો છું." ન્હારસિંહે જણાવ્યું.

' શું તમે સાથે લેતા આવ્યા છો ?'

' જી, હા.'

" શાબાશ, તો જાઓ, જાઓ એને બોલાવો. ( એક સરદાર તરફ જોઇને ) આપજ બોલાવોને."

સરદાર ઉઠી બોલાવા ગયો, આવતાં વાર બહુજ લાગી. ખડગસિંહે આ ઉપરથી આવતાં પુછ્યું:—' કેમ આટલી બહુવાર લાગી.'

' આ જરા દુર નીકળી ગયા હતા.' વિજય તરફ ઇશારો કરી સરદારે જવાબ આપ્યો.

' વિજયસિંહ, આમ આવો તમારૂં મોં ખુલ્લુ કરો, હવે આપણો ભેદ મેં અહીં વાગ્યો છે.' ન્હારસિંહે કહ્યું.

'વિજયસિંહે માથુ ધુણાવ્યું અને સુચવ્યું કે તેમ તે કરશો નહી.

'આશ્ચર્યની વાત છે કે, તમે મારા શબ્દનો ઇનકાર કરો છો. મેં મારા મોંયે સર્વ હકીકત કહી છે. હવે શું બાકી રહ્યું ? શું તમારો ચહેરો આ લોકોથી છાનો છે ? વિજય હું તો તમને બહાદુર અને સિંહરૂપ માનતો હતો અને શું કરવા માંડ્યું છે ?' નહારસિંહે દિલગીરીથી જણાવ્યું.

વિજયસિંહે ફરીથી પણ ઇન્કાર કર્યો એટલુંજ નહિ પણ બે ત્રણ પગલાં પાછળ હઠ્યો. આથી નાહરસિંહને અત્યંત ક્રોધ ચઢ્યો. એક છલંગ મારી તે વિજયસિંહ ઉપર તુટયો. અને તેની ગળચી પકડી તેની સામે જોવા લાગ્યો; ગરદન પકડતાંજ નહારસિંહ ચમકયો. અને એકી ટસે વિજયસિંહના પગથી માથા સુધી દ્રષ્ટિ નાંખી ખડગસિંહની તરફ જોઈ તે બોલ્યો:-' એવું બનેજ નહીં કે વિજયસિંહ આવો અસભ્ય અને હિમ્મત વગરનો હોય અરે, એ બનેજ નહી કે વિજય મારી આજ્ઞા ન માને. જુઓ કેવી ચાલાકી ! કેવો પ્રપંચ ! અરે એ દુષ્ટ રાજાએ કેવો દગો કર્યો ! હાય. દીલગીર, અરે બિચારો વિજયસિંહ કેવી એ આફતમાં ફસાયો હશે.

ન્હારસિંહે તેની બોકાની ખેંચી લઇ દુર ફેંકી, અને સર્વેએ તેને ઓળખ્યો કે તે રાજાનો પ્યારો નોકર સુરસિંહ હતે.

'અરે આ શું છે ?' ખડગસિંહે આશ્ચર્ય પામતાં પુછ્યું.

'પ્રપંચ ચાલાકી. દગો આ મુરખ તો એમ સમજીનેજ અહીં આવેલો કે બોલવું નહી પડે, કે બોકાની નહી છોડાવી પડે, અરે આ દુષ્ટ શિવાય કેટલાએ દુસ્મનોએ અમારો ભેદ કર્યો હશે. અરે તે કોને ખબર ! આ પાજી સુરસિંહ, વિજયસિંહના કેદ થવા પછી તેના બાગમાંથી મહોર ચોરી લેવા ગયો હતો પણ હું ત્યાં હાજર હોવાથી

તે ન ફાવ્યો. રાજાના હાથ મહોર આવી હોત તો તો તે કોણ જાણે શુંએ કરત.'

આટલું સાંભળતાંજ ખડગસિંહ ઉઠયો અને ન્હારસિંહની પાસે આવી બોલ્યો:—નક્કી આપણ ભુલ્યા, આ કમિટિનો કાંઈક હેવાલ જરૂર રાજાને જણાયો હશે. આ અહીં બેઠેલા સરદારોમાં રાજાનો પક્ષપાતી છતાં પ્રપંચથી ભરેલો એવો કોઇ હોવો જોઈએ.'

'હશે ઇશ્વર સર્વ વિઘ્નો દુર કરશે, આખરે સત્યજ તરશે, પણ હાલ તો એકદમ બહાર જઇ તપાસ કરવી જોઈએ કે વિજયસિંહ કયાં છે અને કયા સંકટમાં સપડાયો છે પરંતુ આ દુષ્ટને કોઈની સંભાળમાં મુકવો તે પણ જોખમનું કામ છે.'

સર્વ બેઠેલાઓમાં ખળભળાટ શરૂ થયો. સર્વ ક્રોધ ભર્યા ઉઠયા. સર્વની સ્થિતિ બદલાઈ ગઈ; એક સરદાર તો સુરસિંહની પાસેજ પહોંચ્યો અને તેને એક લાત મારીને પુછયું:—સાચુ બોલ વિજયસિંહ કયાં છે? અને તેં શું દગો કર્યો છે? બોલ નહીં તો હમણા ગળુજ કાપી નાંખીશ.'

સુરસિંહે કાંઈ પણ ઉત્તર નજ આપ્યો. સરદાર ખડગસિંહ તરફ ફરીને બોલ્યો:—'આપ આ દુષ્ટને મારા કબજામાં સોંપો, અને બહાર જઇને આપ વિજયસિંહનો પત્તો મેળવો. આની તો હુંજ ખબર કાઢીશ.'

ખડગસિંહે ઇસારાથી ન્હારસિંહે તેનો અભિપ્રાય પુછયો. ન્હારસિંહે નીચા વળી કાનમાં કહ્યું:—"મને આ સરદાર ઉપર વ્હેમ છે. બીજા સરદારોમાં ડહાપણ બતાવનાર—એમાં કાંઈ કાળુ હોય એમ લાગે છે."

ખડગસિંહે મ્હોઢેથી કહ્યું—"હા એમજ લાગે છે."

ખડગસિંહે એ સરદાર પ્હાડસિંહ અને સુરસિંહ બન્નેને એક બીજા સરદારને સોંપ્યા અને કહ્યું:–"રાજાથી બેઇમાની હવે અમને પુરણ રીતે જણાઈ ગઇ. અત્યારે વધારે વાતનો વખત નથી. તમે આ બન્નેને કેદ કરો. અમે કંઇ બીજા કામ માટે બહાર જઈએ છીએ."

"પોતાની સાથે ત્રણ બહાદુર નરોને આવવાનો હુકમ કરી ન્હારસિંહને ખડકસિંહે કહ્યું–"હવે વાર ન કરો." ત્રણે પુરૂષો મ્હેલને દરવાજે જઇ રોકાયા. ન્હારસિંહે પહેરાવાળાને પુછ્યું:–"જે પુરૂષને હું બહાર ડોઢીએ મુકતો ગયો હતો તે અહીંજ ઉભા રહ્યા કે કંઈ ગયા હતા?"

"એ આટલામાંજ ફરતા હતા; એટલામાં એક પુરૂષ આવી તેમને બોલાવી ગયો. ક્યાં સુધી તે ગયા તે તો ખબર નથી પણ બહુ વારે તે પાછા આવ્યા અને એક સરદાર બોલાવા આવ્યા હતા તે પછી અંદર લેઇ આવ્યા હતા."

"જોયું! કેમ ભેદ ખુલ્લો થયોને?" ન્હારસિંહે ખડકસિંહને જણાવ્યું.

"હરિ ઇચ્છા. હવે આગળ ચાલો, પગ ઉપાડો."

"અરેરે, બિચારો વિજય!"

"આપ ચિંતા ન કરો. હવે અમે શું કરીએ છીએ તે."

પાંચે પુરૂષો આગળ ચાલ્યા. એક ફાનસ લઇ આગળ આગળ ચાલવાનો એક પહેરાવાળાને હુકમ આપ્યો. ન્હારસિંહે બોકાની પાછી બાંધી દીધી. થોડેજ દુર જતાં એક લાસ સડક ઉપર જણાઇ; એટલામાં જમીન પણ લોહીલોહાણ થઇ ગયેલી હતી.



# પ્રકરણ ૧૦ મું.

હરીપુરના દરબારગઢનું વર્ણન એકવાર આગળ કરાયું છે. ને દરબારગઢ તરફ દ્દષ્ટિ ફેરવવા વાચકને પ્રાર્થના છે. તેના દિવાનખાનામાં રાજા કરણસિંહ કોઈ તેના બે સાથીઓ સાથે અત્યારે કંઇ વાર્તા કરી રહ્યા છે. સ્હામે બે જાસુસો હાથ જોડી ઉભા છે અને તેમની દ્દષ્ટિ રાજાની સ્હામેજ છે.

"કૃષ્ણદાસના નહીં આવવાથી ફીકર તો થયાજ કરતી હતી. તેમાં વળી પાછો હરીસિંહનો તો પત્તોજ લાગતો નથી એ નવી પીડા આવી પડી છે અને જીવ ઉદાશીમાં રહે છે, આ બંને ક્યાં ગયા હશે, મહાદેવજી ! ?" રાજાએ એક સાથી તરફ જોતાં પુછ્યું.

"કૃષ્ણદાસ તો જાણે કામે ગયા હતા અને તેથી કદાચ અત્યાર સુધી કામ ન પત્યું હોય અને તેથીયે અટકે, પણ હરીસીંહને તો ક્યાંઇ મોકલ્યા પણ નથી."

"આ બધુ તોફાન મને તો ન્હારસીંહનુંજ લાગે છે." બીજો સાથી જેનું નામ ભુપતસિંહજી હતું તે બોલી ઉઠયો.

"ખરેખર, એમજ જણાય છે. કોણ જાણે, સાલા એ કમબખ્તનું શુંએ મ્હેં બગાડયું છે તે મારી પાછળ ખાઈ પીને મંડયા છે અને હેરાન હેરાન કરી મુકે છે. જ્યાં જોઇએ ત્યા હાજર અને હાજર, હું તો જાગતાં, ઉંઘતાં, સ્વપ્નામાં પણ એ દુષ્ટ ચંડાળનેજ દેખું છું અને કંપું છું. વિજયસિંહને કેદમાંથી છોડાવી એક મહિનાની મહેનત પર ધુળ ફેરવી; સુરસીંહ પાસેથી મ્હોર છીનવી લઈને પણ બધો તાલ બગાડી નાંખ્યો અને કીનારે આવેલું વ્હાણ સાળાએ

ફુબાવ્યું, નહીં તો તાલ તો એવો આણ્યો તો કે પ્રજા સમક્ષ ગુન્હે-ગાર ઠરાવાનો પુરો મેળ થાત. જો મ્હોર હોત તો બધુ ફાવત.”

“આ વાત તો કૃપાનાથ! જાણે ઠીક, પણ કુંવર સાહેબને આપ કયાં સુધી છુપો રાખશો તે? આખરે એક દિવસ બધો ભેદ ઉઘાડો નહીં પડે કે!”

‘અક્કલના બહુ બળિયા છો તો!! જ્યારે એ વખત આવે ત્યારે જોઈ લેવાશે. વળી જરા રૂદન કરીએ દિલગીરી બતાવીએ અને ભુલ્ થઇ ગઇ એમ કહીએ તો પણ શું? ઓછોજ વિજય પાછો આવવાનો હતો પણ એ બધું હવે શું કરવાનું વિજયને ન્હારસિંહ છોડાવી લઇ ગયો છે.’

‘અહીંની રૈયતને વિજયસિંહપર પ્યાર બહુ છે તેથી રાજકુ-મારનું ખુન તેણે કર્યું છે એવું એકદમ માનેય નહી તો.’

•‘ત્યારે તેથી મહોરની જરૂર હતી એ કામ પણ ન થયું.’

‘રૈયત પણ બહુ ધુને ચઢી છે તો એક બિચારો હરીસિંહ આપણો પક્ષપાતી છે અને તે સઘળી હકીકત આપણને કહે છે કે મોટા મોટા સરદારોએ અને જમીનદારોએ મળીને એક કમિટિ કરી છે મહારાજ! જો એ કમિટિનો બંદોબસ્ત નહી કરો તો તો એ માથે ચઢી વાગશે.’

‘શું બંદોબસ્ત કરાય? જો વિના વાંકે કાંઇ કહીએ તો તો ઉલટો બખેડો થાય અને ધાંધલ મચે હાય! આ સઘળુ એ ન હારડાનુંજ છે કામ અફસોસ હુંજ ભુલ્યો, એ વિજ્યાના બચપણમાંથીજ રામ રમાડી દીધા હોત તો આ કયાંથી બધું થાત? પણ શું ખબર કે આવો રૈયતનો પ્રેમપાત્ર થશે, એ તો સઘળી રૈયતને એક હથેળીમાં નચાડે છે. હવે નેપાળથી ખડગસિંહજી તપાસ કરવા આવ્યા છે એ

શું કરે છે તે પણ જોવાનું છે. હરિહરના કહેવાથી તો જણાય છે કે અહીંની પ્રજાએ તેને મેળવી લીધો છે.

'આજે કમિટિ છે અને તેનો હેવાલ આપણે જાણીશું.'

'સુરસિંહ પણ વીસ પચીસ માણસો સાથે તે તરફ ગયા તે એ શું કહે છે તે પણ જોવાનું છે.'

ખડગસિંહ ત્રણસે ચારસે માણસો સાથે છે. એકલો હોત તો તે પુરોજ કરી નાંખત.'

'તો શું, ત્યારે એને છોડીશું.' રાજાએ હસતાં હસતાં કહ્યું 'નેપાળ તો બહુ દુર છે. નામનો એક ખબર કહેનાર પણ રહેશે તોને ? કંઇ પત્તો નહી લાગે કે કયાં ગયા, નેપાળના મહરાજને લખી દઇશું કે રૈયતને ભડકાવી એ તો ગયા છે પણ સુજનસિંહની બાબતમાં પણ પૂરો વિચાર કરવો જોઇએ.'

સલાહ લેતાં લેતાં, વિચાર કરતાં કરતાં, રાત્રિ તો ચાલવા માંડી હવે ફક્ત એકાદ ઘડીજ પ્હોર ફાટવાને વાર હતી. હજીએ મહારાજની વાતો તો ચાલ્યે જતી હતી એવામાં સ્હામેનો દરવાજો ઉઘડયો અને એક લાશને ઉપાડી લઈ આવતાં ચાર મનુષ્યો જણાયાં.

## પ્રકરણ ૧૧ મું.

પતિના પહેલાં મરવા તૈયાર થયેલી વિમળાને હવે જીંદગીની ઓછીજ દરકાર હતી, જીવન રક્ષક પતિવિના આ સંસાર વૃથાજ છે

એમ માનનારી વિમળા પોતાના પિતાના હાથે મરવા જરાપણ હવે દિલગીર નહોતી, ગળગળીત થયેલો સુજનસિંહ તેના પ્રાણ લેવા તેની છાતીપર ચઢી બેઠો હતો; પણ વિમળાને અને મોતને બહુ છેટું હતું. વિજયસિંહની હકીકત આપણે વાંચી ગયા છીએ. એક કલાક પછી તેણે આ દુનિયાનો ત્યાગ કરી પેલી દુનિયા તરફ પ્રયાણ કર્યું નહોતું તો વિજયસિંહનો પણ સુજનસિંહ વાંકો વાળ ન કરી શકયો. એકાએક બે મનુષ્યો ત્યાં આવી પહોંચ્યા એકે છાતીપર ચઢેલા સુજનસિંહને ખેંચ્યો. વિજયાને મારવાને ઉગામેલી કટાર સાથે સુજનસિંહ લડવા તૈયાર થયો સ્હામે લડનાર પાસે ખંજર તૈયારજ હતું. લડાઈ ચાલુ થઈ. બીજા પુરૂષે બેભાન થયેલી વિમળાને ઉચકી લીધી અને લઢતા સાથીને વિચિત્રભાષામાં કંઇ શબ્દો કહી બાગ બહારનો રસ્તો લીધો, વિમળા બેશુદ્ધ હતી. તેના શરીરનું ભાન પણ તેને નહોતું. તે કયાં છે, કયાં જતી હતી તેની પણ તેને શુદ્ધિ નહોતી. જ્યારે જાગી તેને કંઇકિ શુદ્ધિ આવી ત્યારે તે એક સામાન્ય ઝુંપડીમાં હતી એમ તેને લાગ્યું. સ્હામે ધુણી ધીમે ધીમે લાગ્યા કરતી હતી અને તેની પાસે આખે શરીરે ભસ્મ લગાવી એક લાંબી દાઢીવાળો અને મોટી જટાવાળો એક સાધુ બેઠો બેઠો તેના સામું જોતો હતો. થોડીવારમાંજ વિમળાએ એ સાધુના મુખમાંથી નીકળતા શબ્દો એવી મતલબના જ સાંભળ્યા કે:–' બેટી વિમળા ! તું ડરીશ માં, તારૂં શરીર, સંભાળ અને સાવધ થા.

અવાજ એવો નમ્ર અને ધીરજ આપનારો હતો કે વિમળાનું હજુ સુધી ધડકતું હૃદય કંઇક શાંત થયું અને પોતાનું શરીર સંભાળતી ઉઠીને બેઠી.

'વિમળા! ખરેખર તારૂં નામ વિમળાજ છે કે મને જુઠું કહ્યું હશે!' સાધુએ વિમળાને પુછ્યું.

'હા, મારૂ નામ વિમળાજ છે' હાથ જોડીને તેણે ઉત્તર આપ્યો. સાધુએ પોતાની ઝુંપડીમાંથી બે ફળ કાઢયાં અને વિમળાને આપતાં કહ્યું-'પ્રથમ આ ખા અને પછી વાતચીત કરીશું.'

તેનો જીવ અદ્યાપિ બેચેનજ હતો; હજારો તર્કવિતર્કો તેને થયે જતા હતા. વિજયસિંહ ઉપર પણ જરૂર કોઈ મહા સંકટ આવ્યું હશે તે વિચારે તેને અધમુઈ કરી નાંખી હતી. આના કરતાં તો હું પિતાને હાથેજ મરી ગઈ હોત તો વધારે સારૂ કારણ આ નવી ઉપાધિમાંથી અને પતિના કંઈ દુઃખદ સમાચારના સાંભળવામાંથી તો બચત એમ તે ધારતી હતી. વિમળાએ ફળ ખાવાની ના પાડી, પણ સાધુજીના અત્યાગ્રહથી અને સમજાવવાથી તેને ખાવાં પડયાં હાથ ધોવાને ઝુંપડીની બહાર આવતાં તેને માલમ પડયું કે એક નદી કિનારે આ પર્ણકુટી હતી અને ચારે તરફ નજર પહોંચે ત્યાં સુધી મેદાન જણાયું હતું. વિમળા હવે હાથ મ્હોં ધોઈ બેઠી અને સાધુ સાથે વાતો કરવા લાગી.

'વિમળા! હવે તું મારી હકીકત બધી મને કહીશ? તે સાંભળવાને મારી જીજ્ઞાસા છે.'

'જી હા. આપની ઇચ્છા જાણવાની હશે તો મને કહેવામાં કાંઇ વિરોધ નથી આપની ભલાઈથી મને સંતોષ થયો છે. અને હું આશા રાખું છું કે આપ મારી સાથે ભલાઇથી જ વર્તશો.'

'આ બાબત તો અગ્નિ મારો સાક્ષી છે અને તેની સમક્ષ હું આગ્રહપૂર્વક કહું છું કે કાંઇ પણ તું ભય ધરીશ નહિ. હું નેકીથીજ તારી સાથે વર્તીશ. કહે હવે વારો વૃત્તાંત શરૂ કર અને તારા ઉપર જેવી ગુજરી હોય તે સર્વ કહે.'

'હું રાજા કરણસિંહના ખજાનચી સુજનસિંહની પુત્રી છું.'

'જેનો વિવાહ વિજયસીંહ સાથે થયો હતો, તેજ?'

'જી. હા'

'વિજયા. ખોટું લગાડીશ નહી તારો પિતા છે એટલે કહેવું તો ન જોઈએ તોપણ એ કહ્યા વિના ચાલતું નથી કે, સુજનસિંહ ઘણોજ બેઇમાન, આપ સ્વાર્થી પુરૂષ છે; એ સાથેજ જણાવું છું કે વિજયસિંહની વીરતા, લાયકી અને ઉદારતાનાં વખાણ પણ જેટલાં કરીએ તેટલાં થોડાં છે. વિજયસિંહ એક ધર્માત્મા સાહસિક વીરનર છે. હા જ્યારે તું સુજનસિંહની પુત્રી છે તો કરણસિંહના દરબારમાં પણ આવતી જતીજ હોઇશ તો?'

'જી હા. પ્રથમ તો હું દરબારમાંજ રહેતી હતી પણ હવે નહીં; હાલ તો, રાજા અને પિતા બન્નેને ત્યાં જવું આવવું બંધ થયું છે.'

'એમ કેમ વારૂ!!'

'હવે તો બન્ને મારા જીવના તરસ્યા થયા છે.'

'હવે બન્નેને ત્યાં જવા આવવાનું બંધ થવાનું કારણ તો હું પછી સાંભળીશ, પણ વિજયા તું પ્રથમ મને કહીશ કે તારા પિતા સુજનસિંહ લોહીના પ્યાલાના નામથીજ કેમ ડરે છે, કંપે છે, ધ્રુજે છે? એમાં શો ભેદ છે?'

વિમળા એકદમ ધ્રુજી ઉઠી તેનું હૃદય ધડકવા લાગ્યું તો પણ તે બોલી:—'મહારાજ તે વાત યાદ કરતાં કંપારી છુટે છે, ત્રાસ થાય છે, હૃદયભેદક બનાવ છે. ખેર હું કહીશ તો ખરી પણ વાત ઘણીજ ગંભીર છે.'

'મ્હેં, પ્રથમથીજ પ્રતિજ્ઞા લીધી છે તો ભય ધરવાનું શું કારણ છે? તું નક્કી જાણજે કે હું બેવચની નહી થાઉં.'

'ના જી. હું કહું છું મારૂં હૃદયજ સાક્ષી પુરે છે કે આપ મારા હિતસ્વી છો. અક્ષરે અક્ષર હું તમને કહીશ. કોણ જાણે કેમ આપના ઉપર મને સ્વાભાવિક પૂજ્યભાવ થાય છે, આપના ચરણ-કમળ ઉપર પ્રીતિ થાય છે.'

વિમળાના આ શબ્દો હૃદયમાં સુંસરા સાધુની છાતીમાં ઉતરવા તેમ ચક્ષુઓમાંથી આંસુ ગરવા લાગ્યાં પણ બળતી ધુણીમાંથી રાખની ચપટી ભભરાવી આંસુ સુકવતાં તે બોલ્યોઃ—'જેમ ઇશ્વરની ઇચ્છા હોય તેમ બને છે, હવે તો એ ભેદ સાંભળવા જીવને ઇચ્છા થાય છે.'

'પણ એ સાથે બહુ લાંબી વાત કહેવી પડશે.'

'કાંઈ હરકત નહી, હું સાંભળવા તૈયાર છું.'

'સાંભળો ત્યારે મહારાજ કહું છું,' વિમળાએ વાત કહેવા શરૂ કરી.

## લોહીના પ્યાલાનો ભેદ.

"હું નાનપણમાં એ રાજાના દરબારમાં રોજ આવતી જતી હતી. અને કોઈ કોઇ વાર તો થોડા દિવસ ત્યાં પણ રહેતી હતી. આ દરબારના મહેલમાં એક સુંદરબા નામની બાળકી પણ રહેતી હતી. જો કે તે ઉમ્મરમાં મારાથી મોટી હતી છતાં તે મારા ઉપર મારી બ્હેનપણી થઇ ઘણી પ્રીતિ રાખતી હતી અને મને પ્રાણ સમાન ગણતી હતી.

સુંદરબાનાં માતપિતા કોણ તે મને માલમ નહીં. તેમ તેનું કોઈ વાલીવારસ પણ હતું કે નહી તે પણ હું જાણતી નહોતી. આ વિષે હું તેને કોઇ કોઇ વાર પુછતી, પણ રડવા શીવાય બીજો કશો ઉત્તર તે આપતી નહીં, અને તેથી તેને દિલગીર ન કરવાને પછી તે પુછવાનું પણ મ્હેં છોડી દીધું હતું. હું અને એ (વિજયસીંહ) પણ એક બીજાને નાનપણથીજ ઓળખતાં હતાં કારણ તે પણ નાનપણથીજ રાજાના આ મહેલમાં આવ જાવ કરતા હતા. અને

સુંદરબા તેમને ભાઈની માફક ગણતાં હતાં અને હું સુંદરબાને બ્હેન કહીને બોલાવતી હતી. સુંદરબા અને પોતે, બન્નેનું કહ્યું રાજા કરતા હતા અને મારો વીવાહ તેમની સાથે સુંદરબાના કહેવાથીજ થયો હતો."

"સુંદરબાનું નામ સુંદરબાજ હતું કે કાંઇ બીજું હતું?"

"તેમનું બીજું નામ કોઇ દીવસ પણ સાંભળવામાં તો નહોતું આવ્યું પણ એક ભયંકર બનાવથી મને જણાયું હતું કે તેમનું એક બીજું નામ પણ હતું."

"એ કયુ નામ, વારૂ?"

"તે હું આગળ જણાવીશ, આપ હાલ તો હકીકત સાંભળો." વીમળાએ આગળ કહેવું શરૂ કર્યું.—

"રાણીજીએ મહારાજને ઘણીવાર કહ્યું કે હવે સુંદરબા ઘણી મોટી થઈ ગઇ માટે કાંઈક તેનો વીવાહ કરવો જોઈએ. પણ રાજાજી કંઇ ગણકારેજ નહી, થોડા વખત પછી મહારાજની વર્તણુંકથી રાણીજી અને બીજી કેટલીક બાઈઓના જાણવામાં આવ્યું કે રાજાની દાનત ભ્રષ્ટ થઈ હતી અને તેથીજ તે તેનો વિવાહ નહોતા કરતા."

"હરામખોર બાજી, એઇમાન સાળો ચોર, હાં, આગળ ચલાવો."

'રાણીજીને આથી ઘણુંજ ખોટું લાગ્યું અને કેટલીક વાર તો રાજા સાથે ઝઘડો પણ કર્યો. આખરે એક દીવસ તો રાજાજીએ સ્પષ્ટ કહી દીધું કેઃ—સુંદરબાનો વિવાહ કોઈ દીવસ પણ નહીંજ થાય. આ વાત રાણીના કાનમાં તીરની માફક લાગી; તેમ સુંદરબાનો ચહેરો પણ નિસ્તેજ થયો અને ભયથી રાજા સાથે બોલવું ચાલવું પણ બંધ કર્યું. ત્રણ ચાર દીવસ પછી એકાએક સુંદરબા મહેલમાંથી ગુમ થઇ ગઈ. રાજાજીએ ઘણીએ શોધ કરી, બધી દાસીઓને મારી કુટી; કેટલીકને મહેલમાંથી કાઢી મુકી. રાણી સાથે પણ

બોલવું ચાલવું બંધ કર્યું પણ સુંદરબાનો પત્તો તો નજ લાગ્યો."

"શું હજુ સુધી તેનો પત્તો નથી ખાધો?"

"અરે મહારાજ! સાંભળો તો ખરા, હું કહું છું. એકવાર કેટલાંક વર્ષ ગયા પછી એક દાસીને રાણીને મેં એમ કહેતાં સાંભળી કે—હવે તો સુંદરબાને બીજો છોકરો પણ થયો. પહેલી છોડીને પણ ત્રણ વર્ષ થઇ ગયાં. ઈશ્વર કરે ને એના પતિનું લાંબુ આયુષ થાય, સાંભળવા પ્રમાણે તે બહુ લાયક છે અને સુંદરબાને અને એમને બહુ સારૂ બને છે.'

"સુંદરબાની રૂબરૂજ મારાં લગ્ન તો થઇ ગયાં હતાં. અને હવે હું સાસરે રહેતી હતી. સુંદરબાના ગુમ થવાથી હું અને તે પોતે બન્ને દીલગીર થયાં હતાં અને આથી મેં પણ દરબાર મહેલની અવરજવર બહુજ ઓછી કરી નાંખી હતી, પરંતુ જ્યારે રાણીજીને મ્હોઢે થતી પેલી વાત જ્યારે મ્હેં સાંભળી ત્યારે હું એક તરફથી ખુશી થઇ હતી. અને તે હકીકત એમને પણ ઘેર આવી કહેતાં તે પણ સાંભળી બહુજ ખુશી થયા હતા અને સમજી ગયા હતા કે રાણીજીએ કંઈ બીજે લગ્ન કરી દીધાં હશે. પછીથી તો એમ જણાયું કે રાણીજીએ તેમને પિયર સુંદરબાને મોકલ્યા હતાં.'

"તમારા સાસરામાં કોણ કોણ છે?"

"સાસરૂ તો મહારાજ! કહેવાનું છે. અહીંને તો કોઈએ અંગનું સગુ નથી. હા, પાંચ સાત પુરૂષ અને સ્ત્રીઓ છે. કોઈને તે કાકા કહે છે. બીજાને માસા. વળી કોઈને કાકી એમ જુદુ કહીને તે બોલાવે છે. પણ ખરૂં તો કોઈએ નહીં, તેમનાં માબાપ તો તેમને ધાવણા મુકી મરી ગયાં હતાં. રાજાએ તેમને ઉછેર્યો, રાજા તો તેમનું બહુ માન રાખી અછોઅછો વાનાં કરતા હતા, પણ તે રોજ

વારંવાર મને કહ્યા કરતા કે રાજા ઘણો બેઈમાન છે અને એક દીવસ મારા અને એમના વચ્ચે બગડવાનું "

"ખેર, પછી શું થયું ? –"

"ઘણા દીવસ પછી એક દહાડો રાણીજીએ મળવાને મને મહેલમાં બોલાવી હતી અને હું ત્યાં બે ચાર દિવસ રહી. આ અરસામાં એક રાત્રિએ એમ બન્યું, કે હું સુઇ ગઈ હતી; મારી પથારી રાણીની સાથેજ હતી, આમ તેમ બીજી દાસીઓ પણ સુતી હતી. રાણીજી તો ઉંઘતાં હતાં પણ મને ઉંઘ નહીં આવેલી. એવામાં એકાએક એનો અવાજ મારે કાને આવ્યો–'હાય ! આખરે બિચારી સુંદરબા સપડાઈ–ફસાઇ ગઇ. ચાલો દીવાનખાનાના ઉપલા માળના જાળીયામાંથી જોઇએ કે કેવી રીતે તેના પ્રાણ લેવાય છે. પછી આવીને બાઈ સાહેબ (રાણીજી)ઉઠાડીશું.'

"અવાજ સાંભળીને હું ચમકી. મારૂં કાળજું કંપવા માંડ્યું, છાતી ધ્રૂજવા લાગી. હું બ્હાવરી બની. શ્વાસ લેવો પણ મને તો ન સુઝે હું પથારીમાં બેઠી થઈ અને કંઈક વિચાર કરીને ઉપરના માળે ગઈ અને ધીમે ધીમે એ જાળિયા પાસે જઈ પહોંચી કે જે દિવાનખાનામાં પડતું હતું. છાતીપુર ચણેલી એક નાની ભીંતના ઉપર હું કુદીને–ચઢીને હું જાળીયેથી જોવા લાગી તો–ઝાંખો દીવો ત્યાં બળતો હતો અને તેથી દિવાનખાનાની સર્વ ચીજો જોવામાં આવતી હતી. મારા જતા પહેલાંજ બે બાઇઓ તો અહીં પહોંચી ગઇ હતી.'

"એ બે કોણ હતી ?"

"એ બંને રાણીજીની દાશીઓ હતી. મને જોતાંજ તે બંને હાથ જોડી કહેવા લાગી કે–'પરમેશ્વરને ખાતર જો જો અમારા અને તમારા જાન જાય એવું ન થઈ જાય! જો રાણા જાણશે કે

કોઈના જોવામાં આપણે આવી ગયાં તો વગર મોતે માર્યા જઈશું અને કોઈ રીતે આપણે છુટીશું નહીં. એના જવાબમાં મેં કહ્યું કે–'તમે નિશ્ચિંત રહો. કોઈને જરાયે ખબર નહીં પડે ?'

"દિવાનખાનું ઘણું જ પુરાણું હતું. અને રાજાએ પોતાના માટે નવું દિવાનખાનુ બંધાવ્યું ત્યારથી ઘણા વર્ષથી આ દિવાનખાનું ખાલી પડયું રહ્યું હતું. કોઇ દિવસ દિવાનો પ્રકાશ તો એમાં હોયજ શાનો ?! લોકો માનતા હતા કે તેમાં ભુત પ્રેત રહેતાં હતાં અને તેથી તે તરફ કોઇ જતું પણ નહી.

ઝાંખા બળતા પ્રકાશમાં એમ જણાયું કે સામે સુંદરબા માથુ નીચુ ઘાલીને બેઠાં બેઠાં આંસુ નીગારતાં હતાં. એક બાજુ તરફ જમીન ખોદવાના ચાર પાંચ કોદાળા પડયા હતા અને બીજી તરફ માટીના પાણી ભરવાના વીસ પચીસ ઘડા પડયા હતા. રાજા સુંદર-બાના સામું એકી ટસે ઉભા ઉભા જોઈ રહ્યા હતા. અને તેમની પછવાડે મારા બાપ સુજનસીંહ, કૃષ્ણદાસ, અને હરીસિંહ રાજાના મળતીયા ઉભા હતા. મારા બાપાના હાથમાં એક ત્રણ વરસની બા-ળકી હતી હાય, તેનું સ્વરૂપ યાદ કરતાં પણ રૂવાટાં ઉભાં થાય છે. તે બીચારા બાળકની ખુબસુરતી ભુલાય નહી એવી હતી, રાજાએ સુંદરબાને કહ્યું.—

"વિજયા શું તું મારી વાત નહી માને ? તું મારી થઈને નહી રહે ?"

'શું નામ લીધું વિજયા ?"

'હા, મહારાજ, વિજયા નામ લીધું અને ત્યારેજ મેં જાણ્યું કે તેમનું નામ વિજયા પણ હતું."

'અરે રામ ! રામ ; હાં, પછી શું થયું ?"

'માથુ ધુણાવી ના પાડી.'

'પછી.'

'રાજાએ કહ્યું—'વિજયા! અગર તું મ્હારી વાત નહી માને તો પસ્તાઈશ. બેશક જબરદસ્તીથી તને મારા કબજામાં લઇ હું મારી ઈચ્છા પુરી કરી શકું તેમ છું પણ તેમ કરવાથી શું હું તને હમેશને માટે મારી બનાવવા માગું છું. તારી ઈચ્છા હોય તો રાણીને પણ મારી નાંખવા હું તૈયાર છું અને તને હું મારી રાણી બનાવું. સુંદરબાએ આના જવાબમાં કહ્યું—'અરે દુષ્ટ ચંડાળ! રે વ્યભીચારી નીચ કુતરા! તું હદથી જ્યાદે શું બકે છે? તું સાક્ષાત ઈન્દ્ર બનીને આવે તો પણ તું મારા હૃદયને ફેરવી શકનાર નથી."

"શાબાશ પછી શું થયું?'

'રાજાએ મારા બાપ તરફ કંઇ ઇશારો કર્યો એણે તેથી પાસે હતી તે બાળકીને એક ચાદરની સાથે બાંધીને એક ખીંટીની સાથે ઉંચી લટકાવી અને એક ખંજર કાઢીને સ્હામે ઉભો રહ્યો. બાળક બિચારૂં રડવા (સાધુ અને વિમળા બન્નેની આંખમાં આંસુ આવી ગયાં) લાગ્યું અને વિજયાબાની આંખમાંથી પણ ચોધારે આંસુ ચાલ્યાં. રાજાએ ફરીને કહ્યું—'વિજયા! હજુ માની જા નહી તો તારી આ છોડીના લોહીથી તને ન્હવરાવીશ. સુંદરબાએ રડતાં રડતાં કહ્યું—' હરી ઈચ્છા જે થવાનું હશે તે થશે પણ હું મારો ધર્મ નહીજ ચુકું. શું હું મારા સ્વામી સાથે દગો કરૂં અને તેમની થઇ હું બીજાની થાઉં? ના, ના. તેમ કદી નહીંજ થાય.'

'રાજાએ હરીસિંહ અને મારા બાપને કંઇ ઇશારત કરી. હરીસિંહ તરત એક પહોળા મોંનો પ્યાલો તે બાળકની નીચે ધર્યો. મારા બાપે ખંજરવતે કામ પતાવી દેવાનું ધાર્યું. પણ કોણ જાણે

કેમ, તેના દિલમાં દયા આવી કે હાથમાંથી ખંજર પડી ગયું. રાજાને તેની આ અવસ્થા જોઈ ક્રોધ ચઢયો, તલવાર ખેંચી મારા પીતાની પાસે આવ્યો અને કહ્યું–' હરામખોર, શું મારી વાત તું નથી સાંભળતો ? ખબરદાર, સાવધ થા. આ બાળકનું લોહી આ પ્યાલામાં ભરી મને આપ અને હું જબરદસ્તીથી આ હરામજાદી વિજયાને પાઈશ. '

' લાચારીથી મારા બાપે ફરીથી ખંજર લીધું, અને તેનું પાનુ એવા જોરથી બીચારી રડતી બાળકીના માથામાં માર્યું કે માથુ ફુટી ગયું, લોહીની સેર ચાલી. આ બનાવ જોતાંજ સુંદરી રોઇ પડી. અને હાય ! કરતાં બેશુદ્ધ થઈ નીચે પડી. મારા પણ હોશ કોશ ઉડી ગયા અને બેહોશ થઈ જમીન ઉપર પડી ગઈ, થોડા વખત પછી જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં જોયું તો જુદોજ દેખાવ મારી નજરે પડયો. નહોતી દિવાનખાનામાં વિજયા કે નહોતું પેલું લટકતું મરણ શરણ થયેલું બાળક ! ત્યાં તો બીજી બે લાશો પડેલી જણાઇ. રાજા અને તેના સાથીઓ જે જે વાતો કરતા હતા તે તે સ્પષ્ટ સંભળાતી હતી. રાજાએ મારા બાપની તરફ જોઇને કહ્યું.—

એ બે રંડાઓ—દાસીઓ વળી જાળીઆમાંથી મારાં છીદ્ર જોતી હતી. ચંડાળણીઓને જીવની પણ દરકાર નહીં ? ' ( હરીસિંહની તરફ જોઈ ) હરી ! એ એની લાશને એવી ઠેકાણે કર કે હજાર વરસેય ન મળે નામ, નિશાન કે પત્તો. ' ( મારા બાપની તરફ જોઇ ) 'તેં બહુ ખરાબ કર્યું અને વિમળાને જતી કરી. કકડી હવે તે જતી રહી હશે. હવે જો તેનું માથુ કાપી મારા આગળ રજુ કરીશ તોજ તારા પ્રાણ રહેશે. અને આ કામ પણ તારે એવી રીતે કરવું કે વિમળા કયાં ગઈ અને તેનું શું થયું તે એક ચકલું પણ જાણે નહી. હવે જરૂર આ હકીકત વિમળા વિજયને કહેશે. હવે તો બને તો વિજ-

યને પણ જેમ બને તેમ જલદી પેલી દુનિઆમાં પહોંચાડવો જોઈએ.'

'આ સાંભળી મારૂં કાળજુ કપાઈ ગયું. હવે મને પ્રથમ એ-જ વિચાર આવ્યો કે હમણાંજ જઇ તેમને આ વાત જણાવી દેવી કે જેથી તે પોતપોતાનો પ્રાણ બચાવી શકે, એકદમ ત્યાંથી હું નાસી છુટી અને મહેલમાંથી દાસીને લઇ હું મારે ઘેર ચાલી ગઈ."

સાધુ મહાશય વિમળાની આ વારતા સાંભળી ધ્રૂજી ઉઠયા થોડીવાર સુધી તો કાંઈ બોલી માણ ન શકયા. પણ પછીથી બોલ્યા "એ રાજા ઘણો દુષ્ટ અને દગાબાજ છે. ઇશ્વરની ઇચ્છા હશે તો બહુજ જલ્દી કર્યાં કર્મ ભોગવશે '



## પ્રકરણ ૧૨ મું.

પેલા જમીનદારો અને સરદારોની મળેલી કમિટિમાંથી ત્રણ સાથીઓ અને ન્હારસિંહને સાથે લઈ વિજયસિંહને શોધવા નીકળેલા ખડગસિંહ થોડેક આગળ ચાલ્યા નો ત્યાં તેમને જમીન ઉપર પડે-લી એક લાશ જણાઇ. દિવાથી તપાસતાં રાજાના કોઈ માણસની તે લાશ છે એમ સમજાયું.

'રાજાનાં મનુષ્યો અને વિજયસીંહને અહીં ઝપાઝપી થઇ હશે એમ લાગે છે' ન્હારસિંહે કહ્યું.

'જરૂર એમજ થયેલું ત્યારે તો નકી વિજયસિંહને પકડીને રાજાનાં માણસોજ લઈ ગયેલાં' ખડગસિંહે જણાવ્યું.

'ત્યારે જો આ વખતે અમે મહારાજ પાસે પહોંચી જઇએ તો જરૂર વિજયસિંહ મળશે.' ન્હારસિંહ બોલી ઉઠયો.

'હું આ વખતેજ મહારાજની પાસે ચાલ્યો.' ખડગસિંહે કહ્યું અને ન્હારસિંહને પુછ્યું–'શું આપ મારી સાથે આવી શકશો ?'

'આવવામાં શી અડચણ છે ? કાંઈ ઓછોજ તેનાથી ડરૂં છું અને વળી આપ નામદાર મારી સાથે મારા મદદગાર છો તો પછી બીજાની શી ગણત્રી ? વળી મને ત્યાં ઓળખે છેય કોણ તે ?

'શાબાશ, આપ તો બહુ બહાદુર વીર છો. પણ આ વખતે ત્યાં જવાની સલ્લાહ હું આપને નથી આપતો. કોણ જાણે ત્યાં શીએ હકીકત બને, આપે તો અહીજ આડાઅવળા ફરતા રહેવું. હું જાઉં છું.

(કંઈક શંકા ખાઈને) પણ આપે અહીં એકલા રહેવું તે પણ યોગ્ય નથી."

"આપે એ બાબતમાં નિર્ભય રેહેવું. હું એકલો નથી સાથીઓ આમતેમ આટલામાં ફરતાજ હશે.'

'ઠીક; તો આ ત્રણ જણને તો મારી સાથે લઈ જાઉં છું.'

ત્રણ જણને સાથે લઈ ખડગસિંહ મહેલ તરફ ચાલ્યા.

રાજાના હુકમ પ્રમાણે દરવાનોએ રોકવા પ્રયત્ન કર્યો પણ ખડગસીંહે ન ગણકાર્યું તેમ દરવાનો પણ ખડગસિંહને નેપાળના સેનાપતિ તરીકે જાણતા હોવાથી કંઇ બોલી શકાયજ નહી.

ધડધડાત ખડગસિંહ દિવાનખાનામાં એવે યોગ્ય વખતે જઈ પહોંચ્યા કે રાજા તેના બે સલ્લાહગીર મહાદેવજી અને ભુપતસિંહજી સાથે વાતો કરી રહ્યા હતા અને ચાર આદમીઓ એક લાશ ઉઠાવી લાવી આવ્યા હતા. આ લાશ વિજયસિંહની હતી અને તેને રાજાની સ્હામે મુકી હતી, વિજયસીંહ મરી ગયો નહોતો, પણ ઘણોજ ઘાયલ થયેલો હોવાથી બેહોશ થઈ ગયો હતો.

એકાએક ખડગસિંહને ત્યાં આવી પહોંચેલો જોઇ રાજા અચંબો પામ્યો અને કાંઇક ખંચકાલો દિલગીરી તેના મુખ ઉપર છવાઇ ગઇ પણ તુરતજ સાવધાન થઈ ગયો અને ઉઠીને માનપુરવક

ખડગસિંહને આવકાર આપી પોતાની પાસે બેસાડયો અને બોલ્યો—'જુઓ સાહેબે બહુ મહેનતે આપણા પ્રિય રાજકુમારનો ખુની વિજય જેને સેતાન ન્હારસિંહ છોડાવી લઈ ગયો હતો તેને ફરીથી પકડયો છે.'

ખુનીને પકડવા માટે આપને હું અભિવંદન આપું છું. મેં સારી રીતે તપાસ કરી છે અને હવે નિશ્ચય ઉપર આવ્યો છું કે વિજયસિંહ ઘણોજ સેતાન અને નિમકહરામ છે, હું મારા હાથેજ તેનું માથુ કાપીશ. વળી એક બીજી વાતની પણ તમને હું મુબારકબાદી આપું છું.'

"એ કઇ વાત ?"

"એજ કે, આપના મ્હોટા દુશ્મન ન્હારસિંહને પણ આ વખતે મેં પકડયો છે."

"વાહ, વાહ એ તો એક મ્હોટું કામ થયું. આપનો ઉપકાર જન્મપર્યંત નહીં ભૂલાય, એ કયાં છે?" ખુશી થતાં રાજાએ પુછ્યું.

"પોલીસ પ્હેરા નીચે મેં મારા લશ્કરમાં તેને મોકલ્યો છે, વિજયસિંહને પણ મારે સ્વાધીન કરો એ વધારે યોગ્ય છે. આપના માણસોને હુકમ કરો કે મારા તંબુમાં તેને પહોંચાડે, કાલ મારો વિચાર દરબાર ભરવાનો છે. તેમાં અહીંની સમગ્ર રૈયતને આવવા ફરમાવવું. તે વખતે નેપાળના રાજા તરફથી એક પદવી આપને મળશે અને વિના પુછ્યે ગાછે એ બન્નેને હું મારા હાથથી મારીશ. વળી આ બે શિવાય બીજા પણ બે ચાર આપના દુશ્મન છે તેમને પણ તે વખતે ફાંસીનો હુકમ મળશે."

"આપને શી રીતે માલમ પડયું કે મારે બીજા દુશ્મન પણ છે?"

"નેપળ મહારાજાએ જ્યારે મને અહીં રવાના કર્યો ત્યારેજ મને તાકીદ કરી હતી કે આપને મદદ કરવી અને આપના દુશ્મનોને

ખોળી ખોળીને મારવા; હરિપુરની રૈયત ઘણીજ બેઈમાન અને ચાલ બાજી ખેલનારી છે માટે તેને ચીડવવાને કરણુસિંહને એક પત્ર અને ધિરાજની પદવી આપવી. આ આજ્ઞાને અનુસરીને અહીં આવતાંજ અત્રે જમીનદારો અને સરદારોની કમિટિમાં હું મળી ગયો. તેમની ગુપ્ત મૈત્રિમાં સામેલ થયો અને પછી આપના દુશ્મનોને શોધવાનું કામ જરાયે કઠણુ ન લાગ્યું."

"આપે મારા ઉપર મ્હોટી કૃપા કરી, આપના હુકમનો અનાદર હું કરૂંજ કેમ? આપે તો મને આપનો તાબેદારજ ગણુવો, શું આપ મારા દુશ્મન કોણુ છે તેમનાં નામ બતાવી શકો તેમ છો?

"હું આ વખતે નામ નહી બતાવું. કાલે દરબારમાં આપની સમક્ષજ તેમને બોલાવી ફાંસીનો હુકમ આપીશ. એ લોકો પણુ આશ્ચર્ય પામશે કે શી રીતે હું તેમનો ભેદ કળી ગયો!"

ખડગસિંહ રાજાના દિવાનખાનામાં આવતાંજ રાજા ગભરાયો હતો અને બીન્યો હતો. પણુ સાવધ થઇ વિચાર્યું હતું કે ખડગસિંહ સાથે તો માન પુર્વકજ વર્તવું; પરંતુ લાગ આવે તો અહીંજ પુરો કરી નાંખવો કે, કોઈને કાને વાત જવા પામેજ નહિ.

તેમ ખડગસિંહના મનમાં પણુ તુરતજ આવ્યું હતું કે, હું એકલો ફક્ત ત્રણુજ માણુસ સાથે અહીં આવ્યો તે ઠીક ન કર્યું કદાપિ એમ ન થાય કે રાજા મારી સાથે દગો રમે, કારણુ કે થોડીવાર પહેલાંજ જણુાયું કે રાજાનો એક માણુસ કમિટિમાં આવી ભરાયો છે અને તેના દ્વારા રાજાએ સઘળી હકીકત સાંભળી હશે. અને તેથી તે દગો કરે તેમાં નવાઇ નહી. આ વિચાર આવતાંજ બુદ્ધિમાન ખડગસિંહે વારતાનું સ્વરૂપ બદલ્યું. ઠગને ઠગનાર પણુ બુદ્ધિમાન ઠગ નીકળ્યો અને મતલબસર વાતોથી રાજાને એવા

પેચમાં લીધો કે ન કરે ચુકે ચાં, પણ ઉલટો તેને એમ વિશ્વાસ પડયો કે ખડગસિંહ તો મારો માણસ છે અને તેથી તેની સાથે બગાડવું તે સારૂં નથી. તુરતજ રાજાએ પોતાનાં માણસોને વિજયસિંહને ઉપાડી ખડગસિંહના તંબુએ લઈ જવાને આજ્ઞા કરી. ખડગસિંહ પણ હવે દિવાનખાનામાંથી ઉઠયા અને પોતાના ત્રણ બહાદુર સાથીઓમાંથી બેને તુરતજ મલમપટાની તજવીજ કરવાનું સુચવી વિજયની સાથે જવાને કહ્યું અને એકને લઈ જ્યાં ન્હારસિંહને ઉભો રાખી આવ્યા હતા તે બાજુ વળ્યા.

જે મકાનમાં કમિટિ મળી હતી તેની પાસેજ થોડે દુર ખડગસિંહને ન્હારસિંહ મળ્યો. આ વખતે ન્હારસિંહ એકલો નહોતો પણ તેની સાથે પાંચ સાત બીજા પુરૂષો હતા, આ સર્વને જોઈ ખડગસિંહે "કોણ ન્હારસિંહ ?" ધાટો પાડયો. જવાબ મળ્યો કે, "જી હા."

"આ બીજા સર્વ કોણ ?"

'એ સર્વ મારા સાથીઓ છે. તે સર્વ આમતેમ એવી ધારણાથી ફરતા હતા કે કદાપિ વખત આવે તો મદદે આવી પહોંચાય.

'આટલાજ છે કે બીજા પણ—?'

'બીજા પણ છે, ઇચ્છા હોય તો અડધી ઘડીમાં તો સો બહાદુરો એકઠા થઇ શકે.'

'તો તો ઠીક; કારણ આજ તો એકાએક પણ લઢાઈ થઈ જાય એમાં કાંઈ નવાઈ નથી."

'વિજયસિંહનો પત્તો લાગ્યો ?

'હા. તેને જખમી કરીને કરણસિંહનાં માણસો લઈ ગયાં કે તે વખતેજ હું જઈ પહોંચ્યો. પછી તે મારાથી શી રીતે સંતાડે ? આખરે તેનાંજ માણસો સાથે મારે તંબુએ મોકલાવ્યો છે.'

'અત્યારે કેવી સ્થિતિમાં છે ?'

'કંઇ ભય પામવા જેવું નથી. જખમ લાગ્યા છે. જણાય છે કે બહાદુરે લઢવામાં કચાશ નહી રાખી હોય. મારાં માણસોએ પાટા બાંધ્યા હશે. હવે વાર ન કરો. સરદારો સર્વ આપણી રાહ જોતા હજુ બેસી રહ્યા હશે."

"જી હા, આપણે હજુ સુધી નથી ગયા તેથી દિલગિર થતા હશે."

ખડગસિંહની પાછળ પાછળ ન્હારસિંહ પોતાના સાથીઓ સાથે જ્યાં કમિટિ મળી હતી તે મકાનમાં ગયા. જમીનદારો અને સરદારો જે પ્રથમ ત્યાં હતા તે અદ્યાપિ સર્વ ત્યાં તેમની રાહ જોતા બેઠા હતા. ખડગસિંહને જોઇ સર્વ ઉભા થયા. પોતે આસન લઇ ન્હારસિંહને પોતાના પડખાનુંજ આસન આપ્યું અને સર્વને બેસવાનું કહ્યું. ન્હારસિંહે પોતાના સાથીઓમાંથી એક મ્હોં ખુલ્લુ ન જણાય એવી રીતે બોકાંની બાંધી બેઠેલા પુરૂષને પોતાની પાસે બોલાવ્યો અને બેસાડયો.

'કેમ વિજયસિંહનો પત્તો લાગ્યો.' કમિટિમાંથી પ્રશ્ન થયો.

'હા. રાજાના ચંડાળ દગાબાજી નોકરોથી તે ફસાયો હતો; પરંતુ હું ત્યાં જઈને છોડાવી આવ્યો છું અને મારા તંબુએ મોકલ્યો છે. હવે સુરસિંહ અને પ્હાડસિંહને પણ ત્યાંજ મોકલવાં જોઇએ."

હુકમનો તુરતજ અમલ થયો, બન્ને દુષ્ટોને બોલાવી એક બહાદુર સરદારને સોંપ્યા અને ખડગસિંહને તંબુએ તેની સાથે પહોંચતા કર્યા.

હવે ન્હારસિંહ તરફ જોઇને ખડગસિંહે પુછ્યું—'તમે કહેતા હતા કે રાજકુમાર હજુ જીવતો છે તો શું તમે તે બતાવી શકશો ?'

'જી હા; વળી તેના જીવતા હોવાથી એક બીજી સાબીતી પણ આ છે' એમ કહેતાં ન્હારસિંહે કેડમાંથી છોડી એક ચીઠી

આપી અને તે વાંચતાં ખડગસિંહની આંખ્યો લાલચોળ થઈ ગઈ.

'નક્કી આ રાજાના હાથનીજ છે. તેની મહોર પણ છે હવે વધારે સાબીતીની કાંઈ પણ જરૂર નથી હવે તે બાળક કુમારનો પત્તો ન લાગે તો પણ શું !" ચીઠી તેણે વાંચવા આપી અને એક પછી એક સર્વેના હાથમાં તે ફરી વળી આ ચીઠી ન્હારસિંહને નદીને તીરે કૃષ્ણદાસ પાસેથી મળી હતી તેજ ચીઠી હતી.

ચીઠી વાંચતાં સરદાર અને મળેલા સર્વની આંખ્યો ક્રોધથી લાલ થઇ ગઈ. રાજાની મહોર, તેના હાથ અક્ષર સર્વ રાજપુત્ર હયાત છે તે સિદ્ધ કરવા બસ હતાં.

'આપ કહેતા હતા કે વિજયની ખરી હકીકત તમે નથી જાણતા તો તે હવે કહેશો ? ન્હારસિંહજી!' સરદારે ન્હારસિંહને પૂછ્યું.

'હા. આપ સર્વની સાંભળવા ઇચ્છા હોય તો કહું.' એમ કહી તેણે કરણસિંહ રાઠોડ અને કરણસિંહના હેવાલ, પોતાનો બચાવ વગેરે જે હકીકત વિજયસિંહને પુર્વે કહી હતી તે અહીં સર્વ સરદારોની સમક્ષ કહી વળી વિજયને સંકટગૃહમાથી મુક્ત કર્યા સંબંધીની અને પોતાની બ્હેન વિજયાની હકીકત જે વિમળાએ સાધુજીને કહી હતી તે પણ જણાવી. વિજયાનો હેવાલ ન્હારસિંહને થોડો ઘણો તો માલમ હતોજ વિશેશ વિમળા દ્વારા વિજયે જાણેલો ન્હારસિંહને તેણે કહ્યો હતો. વિજય નહોતો જાણતો કે વિજયાની જે હકીકત તેણે વિમળાદ્વારા સાંભળી હતી તેજ વિજયા તેની બ્હેન હતી.

હકીકત સાંભળી સર્વ બેચેન બન્યા, આંખ્યોમાંથી આંસુ ગાળવા લાગ્યા અને બેઇમાન કરણસિંહ રાજાને ગાલિપ્રદાન કરવા લાગ્યા હવે સરવ તે દુષ્ટને સજા કરવા અને ખરા હકદાર વિજયસિંહ ન્હારસીંહને ગાદીએ વિરાજતા કરવા તત્પર થયા અને નેપાલ સરદારે પોતાની ફોજ સાથે તેમને મદદ આપવાનું સ્વીકાર્યું.

'મારી બ્હેન વિજયાની હજી પણ વિશેષ હકીકત છે અને તે આ ભાઇ કહેશે' પોતાની પાસે બેઠેલા સાથીને ઇશારો કરી બતાવતાં ન્હારસિંહે કહ્યું.

તેમના મુખ ઉપરથી આચ્છાન લઇ લેવામાં આવ્યું તો કેદખાનામાં બાળકને સાથે લઇને ગયેલા જે રાય સાહેબનું વરણન આપણે આગળ વાંચ્યું હતું હતું તે રાયસાહેબ અત્રે પ્રત્યક્ષ થયા. તેમણે હકીકત કહેવા માંડીઃ—

'રાજાના દુષ્ટ ઉદ્દેશની ખબર રાણીને પડી જવાથી રાણીએ પોતાના પિયરમાં (સુંદરબા) વિજયાને મોકલી દીધાં અને તેમનું લગ્ન મારી સાથે કરવામાં આવ્યુ. ઘણા દિવસો અમે સાથે રહ્યાં જે દરમિયાન એક પુત્રિ અને પછી એક પુત્ર એમ બે સંતાન પણ થયાં રાજા ખોળ કર્યાજ કરતો હતો પણ પત્તો ન લાગ્યો, આખરે જણાયું કે તેનાં લગ્ન મારી સાથે થયાં હતાં આ ઉપરથી તેણે મારે ત્યાંથી ચોરી કરાવી અને તે અને એક પુત્રિ એકાએક ગુપ્ત થયાં ત્યાર પછીની હકીકત તો તમે જાણી છે તેનો ધરમ ચુકાવવા રાજાએ અથાગ મહેનત અને બહુ પ્રયત્નો કર્યા પણ વ્યર્થ! આખરે તેના દેખતાં તેની પુત્રિનું ખુન! અરેરે એ ત્રાસજનક દેખાવ— તેની સ્થિતિ કેવી દયા જનક છે!!! જ્યારે તેમને કેદખાનામાં નાંખ્યાં ત્યારે કેટલીક દાસીઓ સેવામાં સોંપી હતી. એક દાસી બિચારી દયા ખાઇ ત્યાંથી આવી મને ખબર કહી ગઈ કે તે પીડાય છે અને મળવાને ઇચ્છે છે. આથી હું બાળક સાથે છુપાવેશે શહેરમાં આવ્યો, પુષ્કળ પૈસો ઉડાવ્યો, કેટલાયે પ્રવાસ કર્યા અને આખરે બે ચાર દિવસ ઉપરજ કેદખાનામાં પ્રવેશ કરી મળી શકયો. કેદખાનામાં તેની

અવસ્થા કહી જાય તેવી નથી. વિજયસીંહને સંકટગૃહમાંથી ન્હારસીંહે છોડાવ્યા છે એ હકીકત મને માલુમ પડી—બીજા પણ પહેરાવાળાઓ આ હકીકત જાણતા હોય એમ લાગ્યું પણ સર્વના મન વિજયસિંહ તરફ હાવાથી કોઈ જાણતુંજ ન હોય એમ બતાવાય છે.

વિજ્યા—વિજયસિંહ મારો ભાઈ છે, એમ જાણે છે છતાં રાજાના ભયે તે વાત જાહેર કરી શકી નહોતી. તે પણ વિજયસિંહ છુટયો છે એ હકીકત મારા દ્વારા જાણીને ખુશી થઇ છે હું ત્યાં હતો ત્યારે પેલો રાજાના માનેલા દુષ્ટ હરીસિંહ પણ આવ્યો હતો પણ તેને મેં મારી નાંખ્યો, તેને ઠેકાણે પાડવા જતાં ન્હારસિંહનાં બે માણસો સાથે મુલાકાત થઇ ન્હારસિંહ અને વીજયસિંહને મળવાની મને બહુ ઇચ્છા હતી મને મેળવવાનું તે માણસોએ સ્વીકાર્યું અને અમે આગળ ચાલ્યા. ચાલતાં રસ્તામાં રાજાનાં માણસોથી સપડાવાનું આવ્યું, પણ ઇશ્વરેચ્છાએ એક પુલ નીચે સંતાઈ બેસતાં અમે બચી ગયા અને આખરે ન્હારસિંહ અને વીજયસિંહને મળવાની ઉમેદ બર આવી.'

'તે છોકરો કયાં છે?'

'તે ન્હારસિંહની સુપરતમાં છે.'

'તમારો સર્વનો હેવાલ ખરેખર હૃદયદ્રાવક છે. વળી વિમળા ઉપર તો શું એ વીત્યું હશે અને કયાંયે હશે.'

'હું કંઇક હકીકત જાણું છું.' ન્હારસિંહે ઉત્તર આપ્યો.

'ત્યારે હજુ, તે કહેવાનું આપ યોગ્ય નથી ધારતા?

કહેવામાં કાંઈ હરકત નથી. આપ એ તો જાણી ગયા છો કે તેના બાપનેજ તેનું ખુન કરવા આજ્ઞા થઈ હતી?"

હા, એટલા માટે કે તેણે દિવાનખાનાની બારીમાંથી જોવા માટે દાસીઓનું ખુન કર્યું અને વિમળાને જતી કરી.

હા. રાજાનું એમ પણ કહેવું હતું કે જો તે તેની થવાનું સ્વીકારે તો બચાવવી. સમજાવવાનું કામ હરીસિંહને સોંપવામાં આવ્યું હતું. પણ વિમળાએ તેનો અનાદર કર્યો. આખરે સુજનસિંહ મરવા તૈયાર થયો ત્યારે એટલામાંજ હું હતો. એક સાધુ મહાશય પણ ત્યાં આવી પહોંચ્યા અને મારી મદદથી તે તેને બચાવી શકયા. આ વખતે વિમળા એ સાધુ મહાશયની પાસેજ છે. ન્હારસિંહે હકીકત જણાવી.

એક સાધુના ઉપર આપે કેમ વિશ્વાસ ધર્યો છે.

તે સાધુનો મને પુર્ણ ભરોંસો છે. તે બહુ ધર્માત્મા છે તેમ કયાંના છે તે તો હું નથી જાણતો પણ તે બહુને મળતા કરતા નથી, મારાપર તે બહુ પ્રેમ રાખે છે. મેં મારી ખરી હકીકત એમને કહી છે. હું સર્વ વર્તન તેમની સલાહ પ્રમાણેજ કરૂં છું. અને તેમને માટે ખાવાપીવા વિગેરેની તજવીજ પણ હું જ કરૂં છું.

હું તેમની મુલાકત કરી શકીશ. ખડગસિંહે પૂછયું.

તે તો જેવી તેમની ઇચ્છા. કદાપિ તે ના પણ કહે. આકાશ તરફ જોઇને, હવે લગભગ સવાર થવા આવ્યું. મારે શહેરમાં રહેવું તે યોગ્ય નથી.

આપ મારે ત્યાં રહો તેમાં હરકત નથી.

ના, પણ એમ કરવાથી કાંઈ વિષેશ લાભ નથી વિજયસિંહના સુંપરત આપને કરતો જાઉં છું. રાય સાહેબને હું સાથે લેતો જાઉં છું જ્યારે હકમ થશે ત્યારે પાછા અમે તો હાજરના હાજર.

ઠીક એમ કરો. પણ હાં, એક વાત રહી ગઇ. તે કઇ.

જે વખતે વિજયસિંહને છોડાવવા હું રાજાની પાસે ગયો ત્યારે પ્રસંગનુસાર એવી મતલબની વાત કરેલી કે કાલ ગામમાં એક દરબાર હું ભરીશ અને તે વખતે મહરાજા નેપાળ તરફથી અધિરાજની

પદવી તમને મળશે. મેં એ હકીકત કંઇક ઉદ્દેશથી કરી હતી, તમારો તેમાં શો અભિપ્રાય છે.

વાત તો બહુજ સારી કરી. દરબારમાં ઘણી મઝા જોવાશે કંઈ કંઈ તરેહની કળીઓ ખીલશે. પણ સાથે ટંટો બખેડો પણ થાય એમાં નવાઇ નહીં વખતે ઝપાઝપી પણ થાય; આથી મારો એમ વિચાર થાય છે કે આપ કાલનો દિવસ તો કાઢીજ નાંખો. લડાઇનો પૂરો બંદોબસ્ત કરી લેવો જોઇએ હું પણ બધી તૈયારી કરી લઇશ.

સર્વ ભરયલા સભાસદોનો પણ એવોજ વિચાર જણાયો. ખડગસિંહે પણ એમજ કરવું ધાર્યું. જુદી જુદી વાર્તા થતાં હવે દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો રાય સાહેબની સાથે ન્હારસિંહ ચાલ્યો ગયો, સરદારો પોતપોતાને ઘેર ગયા. ખડગસિંહ પણ પોતાના તંબુએ પધાર્યા અને વિજયને મળ્યા. વિજય અત્યારે તો હોશમાં આવી ગયો હતો તેને સર્વ હકીકતથી જાણીતો કર્યો.

કરણસિંહ રાજા પાસેથી વિજયને છોડાવી લાવી ખડગસિંહ જ્યારે પાછા વળ્યાં ત્યારે તેમની પછવાડે પછવાડે એક મનુષ્ય આવતો જણાતો હતો આ બીજો કોઈ નહી પણ રાજાનો મળતિયો પેલો ભૂપતસિંહ હતો.

ખડગસિંહની રસ્તામાં આવતાં જ્યાં ન્હારસિંહની મુલાકત થઈ કે તે વખતની વાતચીતના સ્વરૂપથી ભૂપતને લાગ્યું કે સરદાર કરણસિંહનો હિતશતરૂજ હતો તેણે રાજાજી સાથે પ્રપંચ બાજી ખેલી હતી પરંતુ ન્હારસિંહ નામથીજ ભૂપત ચમકયો અને તે ક્ષણે તે કાંઇ પણ કર્યાં શિવાય કે બોલ્યા ચાલ્યા શિવાય ચાલતી પકડી ગયો અને રાજાની પાસે પહોચ્યો.

કેમ આમ ગભરાયેલા જણાઓ છો ?' રાજાએ પૂછ્યું ' કયાં ગયા હતા ?'

'ખડગસિંહની પાછળ ગયો હતો, કૃપાનાથ ?'

'કેમ વારૂ.'

અરે બધુ સાળુ ઉધું નીકળ્યું.

શું કહો જોઇએ.

અરે ખડગસિંહે તો દગો દીધો તે તો બેઇમાન જૂઠો નીકળ્યો; આપણુને ખોટું ભરાવી ને તો બહાર નીકળતાંજ ન્હારસિંહને મળ્યો, તે તો તેનો મિત્ર લાગે છે.

'તમે શા રીતે જાણ્યું કે એ ન્હારસિંહનેજ મળ્યો હતો.'

'તેનું નામ દઈને બુમ પાડી હતી.'

'શું ન્હારસિંહ ને વિજયસિંહ સાથે ખડગસિંહ મળ્યો હતો.'

'ના જી, વિજયને તો તેણે તંબુએ મોકલ્યો અને પોતે એ-કલોજ ન્હારસિંહને મળ્યો.'

'ત્યારે શું મને તેને ધાપ મારી.'

'જી હા.'

'સાળાની જો પહેલી ખબર પડી હોત તો પુરો કરી નાંખતને.'

સાહેબ, જો આ વખતે સો માણસ આપો તો ન્હારસિંહ અને ખડગસિંહ બન્નેને પકડું. કમિટિમાં તે બન્ને ગયા છે.

'દિવાના લાગો છો તો રૈયત જો ચ્હીડાય તો આ વખતેજ બખેડો જાગે. પહેલું આપણું ચોકસ કરીને પછીજ પગલાં ભરવાં જોઈએ. જુઓ તમે તો તમારી મેળે ખડગસિંહની પાછળ ગયા, પણ મહાદેવજીને મેં ખાસ તેની પાછળ મોકલ્યો છે જુઓ તે શી ખબર લાવે છે."

થોડીવારમાંજ મહાદેવજી આવી પહોંચ્યો.

'કેમ શી ખબર લાવ્યા ?' રાજાએ પુછયું.

'અરે ખબર શી ? સહુને ધાપ મારી.'

'હવે તે તો ભુપતાસહે પણ કહ્યું છે. તું વધારે શી ખબર લાવ્યો ?'

'મને શી ખબર કે ભુપતસિંહ પણ આવ્યા હશે. હા, એક ખબર બીજી પણ છે સુરસિંહ પણ પકડાયો અને કૃષ્ણદાસને પણ હાથ કેડી પડી ગઇ.'

'શું ખરી વાત!' રાજાએ ચમકીને પુછયું.

'જી હા.'

'આમ કરવાની કોની હીંમત ચાલી ?'

'મહારાજ! ખડગસિંહનીજ તો, બીજા કોના ભાર.'

'હાલ તે બન્ને કયા છે ?'

'કૃપાનાથ! ખડગસિંહના લશ્કરમાં કેદી તરીકે.'

'વાત વધી પડી પણ ઠીક છે, વળી જોઇ લઇશ તે કમબખ્તોને નહી છોડું, હશે સેનાપતિને બોલાવો બહુ જલ્દીથી બોલાવો.'

'જેવો હુકમ.'

'ઔરે નહીં, આવવા જવામાં વાર લાગશે ચાલો મારી સાથે તમે બન્ને.'

'જેવી આજ્ઞા.'

રાજા, તેના બે સાથીઓ અને બીજા પાંચ સવારો, સર્વ સેનાપતિ તરફ જવા નીકળ્યા, સેનાપતિને મહારાજા આવે છે એવી ખબર પડતાં જ સ્હામો આવ્યો અને આગતાસ્વાગતા કરી એક કલાકલગી છુપી વાતચીત ચલાવી કંઇક મસલત કરી, એક કલાક પછી રાજા બહાર નીકળ્યા અને મહેલે આવ્યા અને સુતા—આળોટયા અને આખરે ઉંઘ્યા. સવારમાં ઉઠયા છતાં ઉદાસી તેમના મુખ ઉપર છવાયલી હતી, આખરે એક ચીઠી તેમણે લખી ભુપતસિંહને આપી અને ખડગસિંહ પાસે તે ચીઠી લઇને જવાને કહ્યું.

ખડગસિંહ પોતાના તંબુમાં બેઠા બેઠા સરદારો સાથે વાતચીત કરતા હતા. એવામાં રાજાનો માણસ આવવાની તેમને ખબર મળી, હાજર થવાનો હુકમ થતાં ભૂપતસિંહને ચીઠી સાથે હાજર કરવામાં આવ્યો. ચીઠી વાંચી ઉત્તર લખ્યો કે:—

" જ્યાં સુધી દરબાર કરવાનુ મને યોગ્ય નહીં જણાય, ત્યાં સુધી એ વાતની શહેરમાં ખબર મોકલવાની જરૂર નથી. આજને બદલે કાલે દરબાર ભરવાનું યોગ્ય હું ધારૂં છું. દરબાર ભરવાનો વખત રાત્રિનો અને સ્થાન " જાહેરબાગ " ઠીક પડશે, દરબારમાં અત્રેના મુખ્ય માણસો અને સરદારોને બોલાવવા. લી.

ખડગસિંહ.

ચીઠી લઈ ભૂપત દરબારમાં ગયો અને અદબ પૂર્વક રાજાને રાજાને આપી. વાંચતાં થોડીવાર સુધી રાજા ચૂપ રહ્યા; આખરે બોલ્યા— ' હવે તો ખડગસિંહના પ્રત્યેક કાર્યમાં પ્રપંચ લાગે છે, દરબારનો દિવસ કાલ નક્કી કર્યો તે તો જાણે ડીક, ત્યાર પહેલાં બંદોબસ્ત થશે. પણ રાત્રીનો વખત અને જગા ' જાહેરબાગ ' તેનું કારણ ?

' કોઇના મનમાં શું છે તે શી રીતે અટકળાય. પણ દાનત ખરાબ લાગે છે એ પણ પોતાને માટે કંઇ બંદોબસ્ત તો કરેજ તો ?'

" જે બને તે ખરૂં. હાલ તો ગોઠવણ કરો. આપણે પણ કયાં ડરીએ તેમ છે. સાળું બાગમાં આપણી ફોજ આવી નહીં. ખેર, બહારજ રહેશે."

" વળી તેમણે ત્યાં સિંહાસન પણ મોકલવા કહ્યું હતું કદાચ પદવી આપ્યા પછી આપને તે ઉપર બેસાડે." ભૂપતે જણાવ્યું.

" હા, એ સર્વ ચીજોની ત્યાં જરૂર તો છેજ. કાલ શું થશે તે કંઈ અત્યારે સમજાતું નથી. પણ એ તો નક્કી કે બંદા કરણસિંહ

પણ કમજોર, ભોળો અને એકદમ ઠગાય તેવો તો નથી જ. આપણને છેતરીને તે પોતાનું કામ કરી જાય.

## પ્રકરણ ૧૪ મું.

આજે દરબાર ભરાવાનો હતો. બન્ને બાજુથી તૈયારીઓ થવા માંડી હતી પરીણામ શું આવશે તેને માટે બન્ને અજ્ઞાત હતા છતાં ખંડગસિંહ દુષ્ટ રાજાને યોગ્ય સાશન આપી ખરા હક્કદારના હાથમાં વિજયની લગામ સોંપવાની વ્યવસ્થા કરવા ગુંથાયો હતો. ત્યારે રાજા કરણસિંહ અધિરાજની પદ્દી મળે અને નિર્વિઘ્ને કામ થાય તો તો ઠીક નહીં તો ખડગસિંહ અને તેના સાથીઓનું ફાવી ન જાય અને કાશળ કેમ ન જાય તેને માટે સર્વ તૈયારીઓ થતી હતી.

ખડ્ગસિંહ પોતાના તંબુમાં બેઠા હતા. દશ વીશ બીજા સરદારો ઉપરાંત બન્ને બાજુએ ન્હારસિંહ, વિજયસિંહ અને રાયસાહેબ પણ બેઠા હતા.

"હા, એજ ઠીક છે. કદાપી દરબારમાં રાજાનાં માણસ કરતાં આપણાં માણસો ગણત્રીમાં સહેજ ઓછાં હોય તો શું ?" ખડગસિંહે જણાવ્યું.

અરે જ્યાં હું મારૂ નામ કહીશ કે રાજાનો અડધો દમ તો તે વખતે જ નીકળી જશે. ગુન્હેગાર આદમીના હોષકોશ કેટલા ? જ્યાં તેના દોષો તેને મ્હોડે કહ્યા કે પાર" ન્હારસિંહે ગર્જના કરી રહ્યું.

અમે લોકોએ પણ એવો નિશ્ચય કર્યો છે કે આ દુષ્ટ રાજાની

તાબેદારીમાંથી હમેશને માટે છુટવું કે લઢીને પ્રાણ આપવો. સરદા-માંથી એક બોલ્યો.

"ઈશ્વર કરશે તો એવો વખત નહીં આવે ને સ્હેજમાં પતી જશે. જો રાજાનો પ્રાણ લેવો મેં ધાર્યો હોત તો તે કામ તો ક્યારનું કર્યું હોત પણ નહીં. આ પ્રસંગની હું રાહ જોતો હતો કે સર્વ લોકોના સમક્ષ સાબીત કરાય કે જેવું વાવીએ તેવું લણીએ. સારા કામનો બદલો સારો અને નઠારનો નરસો બદલો મળે છે જ અને તે આખરે સત્યનો જ જય છે. ન્હારસિંહે જણાવ્યું.

એટલામાં દરવાને એક સાધુ બહાર આવ્યા છે અને પ્રવેશની આજ્ઞા માગે છે એમ જણાવતાં, ખડગસિંહ ઉઠીને ઉભા થયા અને આ પરોપકારી મહાત્માની ઇજ્જત સંભાળવી જોઇએ, એમ સરદારો તરફ જોઈ કહેતાં સર્વ સાધુ મહારાજને લેવા સામા ચાલ્યા.

"આટલો શ્રમ લેવાની કાંઈજ જરૂર નથી. અમે સાધુ લોક આ પ્રતીષ્ટાને યોગ્ય ન ગણાઇએ. સાધુ પુરૂષે જણાવ્યું.

એમ કહેવાની કાંઈ જરૂર નથી આપની પ્રશંસા મેં ન્હાર-સિંહને મુખેથી સાંભળી છે અને તેણે મારા હૃદયમાં વાસો કર્યો છે.

હશે જવાદો અત્યારે એ વાતને પણ હાં દરબારને માટે જ જે બંદોબસ્ત કરવા ધાર્યો કે નહીં. મારી પણ દરબારમાં આવવાની ઇચ્છા છે કેમ આવશે. પણ વળી આ જટા દાઢી મૂછો અને ભભૂતી લગાવી છે તે ખોટું તો નહીં દેખાય."

"ના ના. આપને આવવામાં કાંઇ અડચણ નથી. એમાં ખોટું શું દેખાવાનું હતું."

"પણ કદાપી એક દીવસ માટે દાઢી મુછો ઉતરાવી દરબારી ઠાઠ લગાવું તો? રાજની પોશાક પહેરૂં તો?!"

'તો પણ ઠીક છે રાજા અને સાધુ સરખા ગણાયને ! ન્હારસિંહે હસતાં હસતાં કહ્યું.'

ત્યાં બેઠેલા સર્વને પણ સાધુજીના આ વાક્યોથી નવાઈ લાગી અને ન્હારસિંહથી તો એમ બોલ્યા વગર પણ ન રહેવાયું કે "આમ કરવાની જરૂર શી છે ?'

'કારણ તેનું તમે નથી જાણતા પણ મારી ખાત્રી છે કે હું સરદારી પોશાક પહેરીશ એટલે તમે છાના નહી રહો ખડગસિંહજી ! આપ સાક્ષી રહો કે ન્હારસિંહજી કંઈ આડુ અવળું બોલે નહી.

હજામને બોલાવવાને તુરતજ ગોઠવણ થઈ. એકાન્ત ઓરડામાં ન્હારસિંહ, ખડગસિંહ અને સાધુજી ગયા. હજામ પણ ત્યાં જ ગયો. બાવાજીની જટા કાપી દાઢી મુંડી અને મુછોના વાળ હજામે ઓછા કરવા માંડયા.

સાધુજીનો ચ્હેરો જેમ જેમ સાફ થતો ગયો, બોલ્યા વગર તેનાથી રહેવાશે નહી એમ તેને લાગ્યું અને ગભરાઈને સાધુજી તરફ એક ટસે ને એક ટસે જોવા લાગ્યો. આખરે જેમ તેમ કરી નાપીકને વિદાયગીરી આપી ત્યા સુધી ન્હારસિંહ છાનો થઈ રહ્યો હતો હવે ઓરડામા ફક્ત ન્હારસિંહ, ખડગસિંહ અને સાધુજી એ ત્રણે જ રહ્યા. એ ત્રણેની વચ્ચે લગભગ એક કલાક લગી વાત ચાલી શું વાત થઇ તે તો ન જણાયું પણ ઓરડાની બહાર ડસકે ડસકે ત્રણેના રડવાનો અવાજ સંભળાયો. વાતચીત પુરી થઇ આશ્વાસન અંદર અંદરજ કરવાનું હતું. સાધુજીએ ઓરડાની બહાર નીકળી મુખવટો બાંધી દીધો અને વીદાય થયા. ન્હારસિંહ અને ખડગસિંહ મંડળ તરફ ગયા; સાધુજી કયાં ગયા અને તેમની આશ્ચર્ય ભરી વાતોમાંથી શું નવું નીકળ્યું તે સંબંધી પ્રશ્નો મંડળમાંથી પુછાયા પરંતુ

અત્યારે તો સાધુજી ગયા પણ કહેતા ગયા છે કે 'મારા પેટમાં, મારી છાતીમાં જે જે ભરાયુ છે તે હું દરબારમાં જાહેર કરીશ.' એમ કહી ન્હારસિંહે તેમને શાન્ત કર્યા.

× × ×

આ બાજુથી દરબારી બાગમાં ધામધુમથી તૈયારીઓ થયે જતી. આખા શહેરમાં પણ દરબાર ભરવાની ખબર થઈ ગયેલી હોવાથી પ્રાતઃકાળથી થયેલી–થતી તૈયારીઓ જોવા લોકોનાં ટોળેટોળાં ભરાતાં હતા. ચાર માણસ જતાં તો દશ પાછાં આવતાં હતાં. રાજાનાં માણસો સર્વ બહુ કામમાં જાણે હોય તેમ કાર્યપ્રવર્ત થયાં લાગતાં હતાં એમને એમ સંધ્યાકાલ થયો, બાગમાં રોશની શરૂ થઈ બાગના દરેક દરવેશ ઉપર પણ દીપક પ્રકાશ ઝળઝળતો હતો અંદર બહાર સર્વ સ્થળે જાણે એવી રચના કરી હતી કે જાણે સમગ્ર બાગ પ્રકાશથી જ આચ્છાદિત થઈ રહ્યો હતો અને હવે તો રાત્રીનો સમય થયો હતો અને દરબાર ભરવાનો વખત પણ લગભગ થયો હતો છતાં તે વખતે ખરા મધ્યાન્હનું ભાન થતું હતું.

લોકોમાં હજારો વાતો થતી પણ સંભળાતી હતી. 'આજે રાજાજીને મહારાજની પદવી મળશે એમ કોઇ કહેતું સંભળતું તો બીજી તરફથી 'અરે નારે રૈયત આ રાજાને ચાહ્ય છે કે નહીં તેનો ફૈસલો આજે આપશે એમ શબ્દો કાને પડતા ત્યારે ત્રીજી તરફથી અરે જુઠું જુઠું આજ તો વિજયસિંહનો ઇન્સાફ થશે." તેમજ કોઈ કહેતું. આ રાજાને ઉઠાડી મુકી કોઈ સારો રાજા ગાદીએ બેસાડશે. વિજયને ગાદી મળશે, નક્કી એમ થાય તો બહુ સારૂં આ પાપથી છુટીએ, એમ પણ વાતો કેટલેક ઠેકાણે થતી હતી.

બાગની મધ્યે જ એક વિશાળ મંડપ ખાસ આ પ્રસંગને માટે

તૈયાર કર્યો હતો તેને પણ અધિક શોભાથી શણગારવામાં આવ્યો હતો મંડપની મધ્યમાં ખડગસિંહતી આજ્ઞાનુસાર સિંહાસન ગોઠવવામાં આવ્યું હતું અને તેની ડાબી બાજુ તરફ રાજા કરણસિંહ માટે અને જમણી બાજુ નેપાળ સેનાપતિ ખડગસિંહજી માટે રૂપાની ખુરશીઓ ગોઠવવામાં આવી હતી. સ્હામેની બાજુ સરદાર–અમલદાર વર્ગ માટે મખમલજડિત ખુરશીઓ શોભી રહી હતી.

દરબાર ભરાવાનો વખત થઈ ગયો, એક પછી એક સર્વ બેસવા લાગ્યા. ખડગસિંહ અને રાજાએ પણ પોતપોતાનાં આસનો લીધાં. ન્હારસિંહ, વિજયસિંહ અને રાયસાહેબ પણ હતા પરંતુ સાધુજી પોતાના મુખ ઉપર બોકાની સહીત બેઠલા હોવાથી સર્વ કોઈ તેમજ રાજાજી પણ એ કોણ હશે એમ આશંકા ખાતા હતા.

રાજા અને રાજાનાં માણસો ન્હારસિંહને તો ઓળખતાંજ નહોતાં પણ વિજયસિંહને વિના કડીએ છુટો અત્રે આવેલો જોઈ રાજાનાં ચક્ષુ ક્રોધાગ્નિથી ઝરવા લાગ્યાં પણ આ પ્રસંગ કાંઈ પણ બોલાવા જેવો ન હોવાથી ન છુટકે શાંતિ ધરી તે બેસી રહ્યા જો કે રાજાનું તેર હજાર ફોજનું લસ્કર બાગ બહાર હતું તેમ તેના ખાસ અનુસંગીઓ અત્યારે અહીં દરબારમાં ન દેખાતાં કંઈક બીજીજ ધુનમાં ધુમતા હતા.

ખડગસિંહ પણ ૪૦૦ બહાદુર વીરો સાથે નેપાળથી આવ્યો હતો. ન્હારસિંહના ૧૦૦ શુરવીરોનો તેમાં ઉમેરો થયો હતો અને ૫૦૦ બીજા વીરો પણ આમતેમ ધુમતા હતા બાગની અંદર ૨૦૦૦ માણસો હતાં તેમાં ૫૦૦ રાજાના સીપાઇઓ હતા અને બાકીની રૈયત હતી.

દરબાર પુરેપુરો ભરાઈ ગયો. ખડગસીંહ ખુરશી ઉપરથી ઉભો થયો. કોલાહલ એકદમ શાંત થઈ ગયો ચારે બાજુથી સર્વનું ધ્યાન ખડગસીંહ તરફ વળ્યું અને તેમણે બોલાવાનું શરૂ કર્યું.

"નેપાળ રાજાની આજ્ઞાથી હું તેમનો એક સેનાપતી જે કાર્યને ઉદ્દેશીને હું અત્રે આવેલો છું તે પુર્ણ કરીશ. આજના દરબારમાં બે કામ કરવાનાં છે. પ્રથમ એ છે કે સામંત વિજયસિંહ ઉપર રાજકુમારના ખુનનો આરોપ સાબીત થયો છે તેનો છેવટનો ફેંસલો આપવો. અને બીજું કરણસિંહ રાજાને "અધિરાજ"ની પદ્દી આપવી, જેના ઉપર આવા ત્રાસજનક ખુનનો આરોપ સાબીત થઈ ચુકયો છે એવા વિજયસિંહને વિના હાથકડી, આમ નિર્ભય અને સ્વતંત્ર બેઠેલો જોઈ નવાઈ લાગે એ સ્વાભાવિક છે પરંતુ આ સાંભળતાં તેનું સ્પષ્ટિકરણ થશે કે—વિજયસિંહ એક તો રાજાના મુખ્ય પટાવત સામંત છે; બીજું દરબાર છોડી તે કોઈ રીતે નાસી છુટે એમ નથી. ત્રીજુ રાજાના માણસોએ તેને જખમી કરવાથી કમજોર કરી નાંખ્યો છે. તેમ ચોથું એ પણ છે કે વિજયસિંહ એમ કહે છે કે હું બે ગુન્હેગાર છું એમ સાબીત કરવા તૈયાર છું. ઉપરનાં ચાર કારણોથી મ્હેં તેને છુટો રાખ્યો છે. હવે સર્વ દરબાર સમક્ષ વિજયસિંહને હું આજ્ઞા કરૂં છું કે તેમણે નિર્દોષ થવા જે કાંઇ કહેવું હોય તે કહેવું."

ખડગસિંહ પોતાનું બોલાવું પુરૂં કરતાં જ વિજયસિંહે ઉઠી બોલવા માંડયું. આપ સર્વ જાણો છો કે મનુષ્ય જ્યારે જીવથી ના ઉમેદ થશે ત્યારે જીભે જે આવે છે તે બોલે છે અને જરાએ ડરતો નથી મારી સ્થિતિ પણ આજ એવી જ છે. અહીંના રાજા કરણસિંહે રાજકુમારના મારવાનો આરોપ મારા ઉપર કેવળ જુઠો મુકયો છે. રાજકુમાર અદ્યાપિ જીવે છે. તેને છુપો રાખવામાં આવ્યો છે. આ ગરીબ રૈયતમાં કોઇનું ખુન કરાવી મને ફસાવા પ્રયત્ન કર્યો છે. રાજાને આ પ્રમાણે કરવાનું શું કરણ. એમ પ્રશ્ન આપ સહજ

કરશો તો તેનો ઉત્તર એ જ છે કે રાજા કરણસિંહ પોતે જ મારા પિતાના ખુની છે, તે પ્રથમથી જ મારા પિતાના ગુલામ હતા અને પ્રસંગ મળતાં તેમને મારી નાંખી તેમને બદલે આ રાજ્યના ભોક્તા થઇ પડયા છે, શરૂઆતમાં તો તે મારા ઉપર વેર નહોતા રાખતા પરંતુ જ્યા હું મ્હોટો થયો અને આપ સર્વની પ્રજા પ્રીતિ સમ્પાદન કરતો ગયો એટલે મને પુરો કરવાની ધુન આવી. ન્હારસિંહ પણ મ્હારા મોટા ભાઈ છે અને તે પણ મ્હારા પિતાનું વેર લેવા જ રાજાને પીડે છે." કરણસિંહ રાઠોડ, ન્હારસિંહ, વિજયા, વિમળા વિગેરેની સર્વ હકીકત વર્ણવતાં વળી તેણે વધારામાં કહ્યું—"આ બન્ને વાતોના પુરાવામાં એક તો ન્હારસિંહ જે અહીં હાજર છે તેને જ હું ધારૂં છું. તેમ બીજા માટે પણ હાજરમાંથી કોઇ નીકળી આવશે."

જેમ જેમ વિજય પોતાની હકીકત કહેતા ગયા હતા તેમ તેમ રાજાના હોશકોશ ઉડતા હતા. ચારે તરફથી ત્રાહી ત્રાહીના અવાજ આવી રહ્યા, રાજાને હવે સ્પષ્ટ જણાયું કે દરબાર મળવાનું કારણ એ જ હતું કે સમગ્ર રૈયતની સમક્ષ મારી બે ઇમાની સિદ્ધ થાય વળી સિંહાસન પણ એ જ કારણસર લાગે છે કે આ રૈયત તરફથી ન્હારસિંહ અથવા વિજયસિંહને ગાદી અપાશે. હા, દૈવ, બાજી હાર્યો. પાસા ઉંધા પડયા, હવે બચવાનો એક પણ ઉપાય નથી, ઉગરવાના એકે આરો નથી, હશે ફોજ તૈયાર છે, એકવાર તો યા-હોમ લડવું પછી બચ્ચાઓ શું ફાવે છે, પણ ન્હારસિંહ કોણ છે—તે કેવો છે—તેની શીકલ તો જોવી.

આ વિચાર રાજા મનમાં જ કરે છે એટલામાં તો જ્યાં વિજયસિંહનું બોલવું પુરૂ થયું અને તેને આશન લીધું કે ન્હારસિંહે ઉઠી કૃષ્ણદાસની કચેરીથી મળેલી ચીઠી ખડકસિંહને આપતાં કહ્યું "એક શાબીતો આ છે."

ખડગસિંહે ઉભા થઇ સર્વ સમક્ષ તે ચીઠી ઉપર છે અને તે રાજાથી ઇનકાર જવાય તેમ નથી. ચીઠી સાંભળી અરે દુષ્ટ રાજા! ત્હારૂં સત્યાનાશ જજો, ત્હારૂં ભુંડું થજો, ધિક્કાર છે રાજા તને એમ હજારો શબ્દો ચારે તરફથી આવવા લાગ્યા.

એટલામાં તો પેલા સાધુજી મહારાજ મુખ ઉપરથી મુખવટો દુર કરીને સિંહાસન પાસે ગયા અને ખડગસિંહે આસન લીધું કે મ્હોટેથી બોલવા મંડયા–"બીજી સાબીતી હું છું. સર્વજનો તમે સઘળા તો નથી જાણતા કે હું કોણ છું પણ રાજા તો મને જોતાં જ જાણી ગયા છે. પરંતુ આપ સર્વ આ વાત જાણીને નવાઇ પામશો કે વીજયસીંહ–હારસિંહનો પીતા કરણસીંહ જેને આ તમારા રાજા-જીએ ઝેર આપ્યું હતું તે હું પોતે જ તમારા સમક્ષ ઉભો છું. મારૂં જીવન સંરક્ષનાર તો અત્યારે હયાત નથી પણ તેનો પુત્ર હયાત હાલ આ શહેરમાં છે પણ જુઓ આ રાજા મારા ઉપર આવતો તમે રોકો તો મારી વાત તમને વળી વીશેષ નવું આપશે. પણ ના તે કહી સાંભળવા દે. જુઓ તે ખુરશી ઉપરથી ઉઠયો. નીમકહરામ વીશ્વાસઘાતીને હજુએ શરમ નથી આવતી."

સાધુ મહારાજની વાત પુરી શી રીતે થાય. બેઇમાન રાજાનો જીવ હવે તેના હાથમાં ન રહ્યો. મ્યાનમાંથી તૈયાર કાઢી એકદમ તે સાધુ ઉપર ધસ્યો અને બુમ પાડીને પોતાના માણસને કહ્યું—મારો, કાપો આ સર્વમાંથી એક પણ જીવતો ન જાય. સાધુએ ઘા ચુકાવ્યો. રાજાના પક્ષપાતિઓ વિજયસિંહ ઉપર આવી તુટી પડયા. લડાઇ શરૂ થઇ અને પાથરેલી જાજમ ઉપર લોહી રેલાવા માંડયું, વિજયસિંહ અને ખડગસિંહના બહાદુરો સર્વને પહોંચવા પુર્ણ શક્તિવાન હતા.

રાજાનાં ઘણાં માણસો બહાર તેમજ ત્યાં હતાં પણ સર્વ ત્રાસી ગયેલાં. મન મુકી કોઇ લડ્યું નહી. ફક્ત ખાસ મળતીઆ જેનો મૃત્યુ શિવાય બીજો આરો નહોતો તેજ લડ્યા અને માર્યા ગયા. લડાઇમાં રાય સાહેબ અને રાજા સ્હામાસ્હામી આવ્યા હતા આખરે રાજાને જમીન ઉપર નાખ્યો અને બે આંગળીઓ ભોંકી રાયસાહેબે આંખો ફોડી નાંખી.

સુજનસિંહ, ભૂપતસિંહ, મહાદેવજી વગેરે પણ લડાઇમાં માર્યા ગયા.

વિજયસિંહ–યુદ્ધમાં મરણિયો થઇ ઘુમતો હતો. કેટલાનાંએ શીશ ધડથી જૂદાં કરી નાંખ્યાં હતાં; હજુ પણ તેની તરવાર પોતાનું કામ કર્યેજ જતી હતી. પોતે પણ સ્હેજ ઘવાયો હતો પણ તેનું તો તેને ભાન પણ નહોતું. એકદમ ખડગસિંહે તેને અટકાવા સિંહાસનપર બેસાડ્યો અને મ્હોટો ઘાંટો પાડીને કહ્યું:–"હવે વિજયસિંહ, શૂરવીર વિજયસિંહ, પ્રજાને પ્રિય થઇ પડેલા વિજયસિંહ, આખરે વિજયી નીકળેલા વિજયસિંહ નિર્દોષ સિદ્ધ થયેલા વિજયસિંહ અને રાજ્યના ખરા હકદાર વિજયસિંહ રાજસિંહાસનને શોભાવે છે અને હવે મહારાજ વિજયસિંહની આજ્ઞા છે કે એકદમ લડાઇ બંધ કરી સર્વેએ પોતાની તરવાર મ્યાન કરાવી."

હુકમનો અમલ તુર્તજ થયો. લડાઈ બંધ થઇ ગઇ. 'વિજયસિંહ મહારાજકી જય'ના ધ્વની પ્રતિધ્વનિઓ સંભળાયા. અને કરણસિંહ તરફ જોઈ હસવા લાગ્યા. સત્યનો જય થયો.

જે સાધુ મહારાજથી કરણસિંહ ડરી ગયો હતો, તથા તરવાર લઇ દોડ્યો હતો તેજ વિજયના પિતા અને ખરા રાજા કરણસિંહ એ વાત હવે જાહેર થઈ થઇ. રાઠોડ સુજનસિંહ મારફત ઝેર આ-

પ્યું તે વખતે બીજા સાથીઓને તેણે મેળવી લીધા હતા, તો પણ ચારપાંચ નીમકહલાલ સાથી, ઉપરથી મળી જતાં અંતઃકરણપુર્વક રાજાનાજ હીતસ્વી રહ્યા હતા અને જ્યારે કરણસિંહ ઝેરથી બેહોશ થયા અને રાઠોડે મરવા પુર્વેજ જમીનમા દટાવી તુરતજ ત્યાંથી પ્રયાણ કર્યું ત્યારે એક ગંભીરસીંહ નામનો રજપુત જાણી જોઈ પાછળ પડી ગયો હતો અને તેણે રાજાને બહાર કાઢી જીવ બચાવ્યો હતો ત્યાર પછી કરણસિંહ સાધુવેશે રઠોડની ફીકરમાં ફરતા રહ્યા હતા અને જ્યારે ન્હારસિંહનું નામ બહાર પડ્યું ત્યારથી હરિપુરની પાસે જંગલમા જ રહેવાનું રાખ્યું હતું. ન્હારસિંહને પણ તેમણે તેની મુલાકાત કરી હતી અને પ્રસંગ રાખ્યો હતો છતાં પોતાનું નામ બતાવ્યુ નહોતું.

તેમનો જીવનસંરક્ષક ગંભીરસિંહ તો અત્યારે હયાત નહોતો તો પણ તેનો પુત્ર રણધીરસિંહ આ શહેરમાં જ હતો અને કર્મિટમા તેનું નામ આપણે જાણી લીધું છે કે તે વિજયનોજ પક્ષપાતી હતો તે કેટલીક વાતથી જાણીતો હતો છતાં સમયને માન આપી શાતજ રહ્યા હતો.

કરણસિંહને પોતાનાં બન્ને પુત્રનો, પુત્રી અને પુત્રનો સર્વનો મેલાપ આખરે થયો અને તે આનંદની વાર્તા છે મ્હોટા ભાઇઓ ને પિતા હયાત હોવા છતાં વિજયસિંહ ગાદીએ બેઠાથી અયુક્ત કેટલાકને લાગશે. પરંતુ કરણસિંહ ખડગસિંહ અને પ્રતાપસીંહ (ન્હારસિંહ) પૂર્વે એકાંતમાં મળ્યા હતા. અને નિર્ણય થયો હતો. હવે કરણસીંહ રાજ કરવા ખુશી ન્હોતા. ન્હારસીંહે પણ લગ્ન નહી થયેલાં હોવાથી અસ્વીકાર કર્યો હતો અને તેથીજ વિજયને ગાદી આપવામાં આવી.

કરણસિંહ રાઠોડનાં જે જે દરબારનાં માણસોએ વિજયસીંહ મ-

હારાજનું શરણ માગ્યું તે સર્વને માટે યોગ્ય બંદોબસ્ત થયો. કારાગૃહમાં પડેલી વીજયા અને મદને સેવતી વીમળા હવે રાજમહેલનાં વાસી થયાં. પરંતુ પેલા રાજકુમારનો પત્તો નજ લાગ્યો. તને તો કોણ જાણે ક્યાં-એ છુપાવ્યા કે મોકલી દીધો. કૃષ્ણદાસે આત્મહત્યા કરી. રાજા પણ આંખની પીડાથી રીબાઈ રીબાઈને યમલોક યાત્રાએ સીધાવ્યો. વીજયસિંહે પછી જીવનપર્યન્ત ઘણી જ સારી રીતે રાજ્ય ચલાવ્યું અને સર્વ પ્રકારનાં સુખ ભોગવ્યાં.



# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન દર્શક

અથવા

# અદ્‌ભુત વિદ્યાઓનો મહાસાગર

## [ ગ્રંથ પહેલો ]

આ પુસ્તકમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. તેમાં **૪૨૦ પૃષ્ઠ ૧૩૮ પરિચ્છેદો, ૯૯૯ બાબતોની માહિતી, ૧૦૯ ચિત્રો તથા આકૃતિઓ** આપી છે. આવો સંપૂર્ણ વિગતોથી ભરેલો સચિત્ર ગ્રંથ હજી ગુજરાતીમાં બહાર પડ્યો નથી. આ વિદ્યાઓ સૌ સમજીને ઘેર બેઠાં શીખી શકે તથા તેનો ઉપયોગ કરી શકે તેવી રીતે આપી છે. પાકું પુંઠું **મૂલ્ય રૂ. ૫; વી. પી. થી રૂ. ૫-૯-૦**

(૧) **માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ**—પાંચે ઈંદ્રિયોની શક્તિ કેવી રીતે કેળવાય, તેથી કેવાં અદ્‌ભુત કામો કરી શકાય, અવધાનશક્તિ, સ્મરણશક્તિ, સંકલ્પશક્તિ ખીલવાને તેને ઉપયોગમાં લેવાની રીતો. (૨) **આકર્ષણશકિત અથવા પર્સનલ મેગ્નેટિઝમ** —એક માણસ બીજા માણસનું આકર્ષણ-વશીકરણ કેવી રીતે કરી શકે, આકર્ષણશક્તિ ખીલાવવા-વધારવા કેવા પ્રયોગો કરવા આંખના આકર્ષણથી પોતાની ઈચ્છામુજબ બીજાને વર્તવાની ફરજ પાડવી, શરીરની વિજળીક શક્તિના ભેદભરમ, એ બધું ચિત્રો સાથે સમજાવ્યું છે. (૩) **મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજી**—માણસના મસ્તકમાં ભરેલી જૂદી જૂદી ૪૩ શક્તિઓ તેના માથા ઉપર હાથ ફેરવીને ઓળખવાની કળા, માણસના લક્ષણની પરીક્ષા, વિદ્યાર્થીની શક્તિ કયા વિષયમાં કે ધંધામાં ખીલી શકશે તે જાણવાની યુક્તિ,

એકંદરે મસ્તકશાસ્ત્રી બનવા માટે આ વિદ્યા પુષ્કળ ચિત્રો સાથે સમજાવી છે. (૪) **માનસસંદેશ વિદ્યા અથવા મેંટલ ટેલીપથી**—દૂર રહેલા બે ચિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, બીજાના વિચારો પારખી કાઢવા અને વાંચવા (થોટરીડીંગ) મારણ, મોહન, વશીકરણના ભેદ, નેત્ર–વાણી–ઇચ્છા બળનો ઉપયોગ કરવાની રીતો, મેન્ટલ ફોટોગ્રાફી ઇત્યાદી બાબતો ચિત્રો સાથે સમજાવી છે. (૫) **મોહની વિદ્યા અથવા મેસ્મેરીઝમ**–મેસ્મેરીઝમ શીખીને પાત્રને કેવી રીતે ઉંઘાડવો. તેના પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું પશુ–પક્ષીઓ પર તરેહ તરેહના પ્રયોગો કરવા, નજરબંધીની રીત, કપાલશોધન કરવું. પાણી અને કપડું મંતરવાની રીત, મેસ્મેરીઝમથી દર્દો મટાડવાની રીતો, વિનોદના ચમત્કારિક પ્રયોગો, હિપ્નોટીઝમ શીખવું. ઇત્યાદી અનેક ચિત્રો સાથે આપ્યું છે. (૬) **પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ**—ભૂતપ્રેત એટલે શું, તે સાચા છે કે જુઠાં, તેમની સ્થિતિ અને પૃથ્વી સાથેનો સંબંધ, ભૂતોનું આવાહન કરવાની રીતો, ભૂતો અને મંત્રોનો સંબંધ, ભૂતોના ફોટોગ્રાફ એ બાબતો સંક્ષેપમાં આપી છે. આ વિદ્યા સંપૂર્ણ શીખવા માટે "સચિત્ર પ્રેતાત્મવિદ્યા" ગ્રંથ વાંચો. (૭) **ત્રિકાળદર્શન વિદ્યા**—ત્રિકાળદર્શી વીંટી–આયના બનાવવાની રીત, કાજળી, પ્લેંચટ હજરત, ઇત્યાદી શીખવવાનો સચિત્ર હુન્નર. (૮) **મંત્રવિદ્યા–મંત્ર** સાચો પડે કે નહિ, તે માટે શું કરવું, મંત્ર કેવી રીતે સિદ્ધ કરવો, દેવતાનો સંબંધ જોવો જુદાં જુદાં દેવદેવીઓના બીજ મંત્રો, સિદ્ધિ સંપત્તિ પ્રાપ્ત કરવાના, દર્દો મટાડવાના, મનઃ કામના પુરી કરવાની સંખ્યાબંધ શુદ્ધ મંત્રો, મહાસાગર. (૯) **યંત્રવિદ્યા**—યંત્રોની શક્તિ સિદ્ધ કરવાનો વિધિ, રોગો મટાડવા, આવતી ચિંતા–વ્યાધિ અટકાવવા ઇચ્છાઓ પૂરી કરવી,

મોહન–વશીકરણ વગેરેના અનેક યંત્રો. (૧૦) **તંત્રવિદ્યા—મોહન,** વશીકરણ સ્તંભન, અંજન ઈત્યાદિના ઈંદ્રજાલિક ચમત્કારિક તથા વૈદ્યકવિદ્યામાં પણ ન હોય એવા અદ્‌ભુત જટલી ઔષધપ્રયોગો, તેના ઉપયોગ માટેના વિધિ સીથે. (૧૧) **સ્વપ્નવિદ્યા**– ભૂમિ, પાણી અગ્નિ વાયુ આકાશ, પશુ–પંખી, ધાતુ ધાન્ય, ઇત્યાદિ અનેક વસ્તુઓનાં સ્વપ્નોનાં ફળ વિગતવાર સમજાવ્યાં છે. અનિષ્ઠ સ્વપ્ન હોય તો નિવારણ કરવાની રીત પણ આપી છે. (૧૨) **શુકન વિદ્યા**–અંગ ફરકવા,કાગડાના શબ્દ વિષે, ગરોળી અને કાચીંડાના ચડવા–પડવાં વિષે, જૈન શુકનવિદ્યા, છીંક, સારાં–માઠાં શુકનની માહિતી, અનિષ્ટ શકુનનું નિવારણ. (૧૩) **હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા**—માણસના હસ્તાક્ષર પરથી તેની ખાસીયત જાણવાની આ વિદ્યા અદ્‌ભુત છે. અક્ષરના ગુણો વિગતથી સમજાવ્યા છે; ગાંધીજી કલાપી, સ્વામીહંસ, મહારાણી વિક્ટોરીયા, શેકસપીયર, આનંદશંકર ધ્રુવ, ટોલ્સટોય, નાનાલાલ કવિ, જમશેદજી જીજીભાઇ વગેરેની સહીઓની આકૃતિઓ આપી તેમની ખાસીયતો ખુલ્લી કરી છે. (૧૪) **કોકશાસ્ત્ર અથવા રતિવિદ્યા**—સ્ત્રી પુરૂષો અને તેમના ગુહ્યાંગો વિષે માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ શક્તિ વધારવાના અને બીજા ગુપ્ત પ્રયોગો અનિષ્ટ રોગોના ઉપચારો સ્ત્રી–પુરૂષનાં લક્ષણોની પરીક્ષા, સ્ત્રી–પુરૂષની કુટેવો, ગર્ભાધાન–ગર્ભ પરીક્ષા વંધ્યા સ્ત્રી માટેના ઉપચારો, મરજી પ્રમાણેનાં બાળકોની પ્રાપ્તિ ઇત્યાદી બાબતો સમજાવી ઘેર બેઠાં કરી શકાય તેવા પ્રયોગો આપ્યા છે.



# સચિત્ર ત્રિકાળ—જ્ઞાન—દર્શક

અથવા

# અદ્ભુત વિદ્યાઓનો મહાસાગર.

## ( ગ્રંથ બીજો )

આમાં નીચેની ૧૪ વિદ્યાઓ આપી છે. **૪૨૪ પૃષ્ઠ, ૧૧૩ પરિચ્છેદો, ૧૦૮૬ બાબતોના માહિતી અને ૧૯૪ ચિત્રો તથા આકૃતિઓ આપી છે, સોનેરી પૂઠું મૂલ્ય રૂ. ૫ વી. પી. થી રૂ. ૫-૯-૦**

(૧) **સ્વરોદય** વિદ્યા—પાંચ તત્ત્વો અને સ્વરનો સંબંધ, સ્વર ઓળખવાની અને તેથી શક્તિ સમજવાની રીતો, પ્રાણવાહક નાડીઓની માહિતી રોગ મટાડવાના નિયમો, પ્રશ્નનો જવાબ મેળવવાની, પ્રતિકૂળ સ્વરને અનુકૂળ કરવાની રીતો, વશીકરણનો, ગર્ભનો, વર્ષફળનો, આયુષ્યનો વિચાર, છાયાપુરૂષદર્શન, ઇત્યાદિ (૨) **યોગવિદ્યા**—યોગના પ્રકારો, યોગ શીખવાની રીતો, આસનો, પ્રાણાયામ કરતાં શીખવા વિષે, ધોતી—બસ્તી—નેતી—નોળી—ત્રાટક કરતાં શીખવાની રીતો, ધ્યાન અને સમાધિ શીખવાની રીતો, એ બધું વિસ્તારથી સંખ્યાબંધ ચિત્રો આપીને એટલું સ્પષ્ટ સમજાવેલું છે કે તેની મદદથી સહેલાઇથી યોગ શીખી શકાય. (૩) **સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મ તારીખ ઉપરથી ભવિષ્ય પરીક્ષણ**—ફક્ત માણસની જન્મ તારીખ ઉપરથી જ તેના ગુણ, સ્વભાવ, શક્તિ મિત્ર, આરોગ્ય, અને ભવિષ્ય જાણવાનું તમને આ ભાગમાંથી મળી આવશે. (૪) **રમળવિદ્યા**—રમળના પાસા બનાવવાની, પાસા નાંખવાની રીતો, શકુનનો પ્રસ્તાર કરી તેને આધારે હરકોઈ પ્રકારના પ્રશ્નોના જવાબો સહેલી

રીને મળી શકે છે. રમળ વિદ્યાની બીજી ગુંચવણો આમાંથી કાઢી નાંખીને તે વિદ્યાને સરળ બનાવી છે, એટલે પોતાની મેળેજ તે શીખી શકશે. (૫) **ત્રિકાળદૃષ્ટિવિકાસ અથવા કલેઅર વોયન્સ**—મનુષ્યની ત્રિકાળદર્શનની શકિત કેળવવાની દેશી અને વિલાયતી અનેક રીતો-ચિત્રો સાથે. વિલાયતી ત્રિકાળદર્શનની આયનો, ક્રીસ્ટલ ગેઝીંગ, ત્રિકાળદશા, કેફી પદાર્થોના સેવનથી ત્રિકાળદર્શન, ધ્યાન સિદ્ધ કરવાની માહિતી, ત્રિકાળદર્શનનાં દૃષ્ટાન્તો વગેરે. (૬) **સંવત્સર પરિજ્ઞાન**—૬૦ પ્રકારના સંવત્સર, તેનાં જૂદાં જૂદાં ફળો, સોંઘવારી, મોંઘવારી, દુકાળ જાણવાની રીતો, ગ્રહણનું, અમાસનું, અધિકમાસનું, સંક્રાન્તનું શુભાશુભ ફળ, હોળીપરથી વર્ષફળ. ગુરૂ-શુક્ર-શનિ-અને બીજા ગ્રહોની ગતિ ઉપરથી આખા વરસનું ફળ જાણવાની રીતો, મેઘગર્ભનો વિચાર રાજા-મંત્રી-રસકસના સ્વામીનું ફળ, જૂદી જૂદી ચીજોની તેજી મંદી વિષે, વર્ષફળ તૈયાર કરવાની રીત વગેરે (૭) **મુહુર્ત પરિજ્ઞાન**-ગર્ભાધાન, સીમંત, નામકર્મ, અન્નપ્રાશન, મુંડન, નિશાળે બેસાડવાનું ઇત્યાદિ જાતકર્મ સંસ્કારનાં અનેક મુહૂર્તો, વરઘોડા ચઢાવવા, થાંભલો રોપવો, મોભ ઘાલવો, બારસાખ ઘાલવી, વાસ્તુ કરવું, દુકાન માંડવી વગેરેનાં મુહૂર્તો; યાત્રા કે પ્રવાસે જવા માટેનાં મુહૂર્તો જેવાં કે હળ ચલાવવું, બીજ ઓરવાં. ઝાડ રોપવાં નવું ગાડું ચલાવવું વગેરે; સ્વર શકુન છાયાશકુન, પિંગળાશકુન, અંગ ફરકવું, છીંકનાં શકુન, આંખ ફરકવી વગેરે; સ્વપ્નસાર શુભાશુભ સ્વપ્નો, દેવ પ્રતિષ્ઠાનું મુહૂર્ત, રાજ્યાભિષેકનું મુહૂર્ત, મંત્રસાધનાનું મુહૂર્ત, પરબ મંડાવવાનું મુહૂર્ત, ચાહના પ્યાલા ઉપરથી જોવાનું શુભાશુભ ફળ, ધ્રુવાંક ઉપરથી ગૌતમ પ્રશ્નાવલિ, ઇત્યાદિ. (૮) **જાદુવિદ્યા**—જાદુગરે શીખવાની ચતુરાઈ, બંધગંજીફાના સંખ્યાબંધ ખેલો, હાથચાલાકી કરતાં શીખવાની સચિત્ર

સમજુતી, કરામતવાળા ગંજીફા, રસાયનીક જાદુના સહેલા અનેક ખેલો, યાંત્રિક સાધનો કરવાના ખેલો અને એ યંત્રો બનાવવાની સમજૂતી, રૂપીયાને બોલાવવો, એક ટેકરાપર માણસને સુવાડવો, બંદુકની ગોળી ઝીલવી, બાંધેલા હાથ છોડી નાંખવા, બાટલી ને ગ્લાસ અદલ બદલ કરવા. જાપાનીઝ બંદુકની ગોળી ઝીલવી, જુદા જુદા ૭૦ ખેલો **મંત્રવિજ્ઞાન વિદ્યા**—મંત્રના પ્રયોગો માટે કામવાર અંગુલિનો નિર્ણય, યક્ષિણીઓને સાધવાના મંત્રો, રાજા–સ્ત્રી–પતિ–ભૂત ઇત્યાદિને વશ કરવાના મંત્રો, શત્રુ–શસ્ત્ર–અગ્નિ–જળ–આસન–મેઘ–ચોર–દૃષ્ટિ વગેરેનું સ્થંભન કરવાના મંત્રો, મોહન ઉચ્ચાટનના મંત્રો શાન્તિકરણના મંત્રો, મુસલમાની મંત્રો, અદૃશ્ય થવાનું અંજન, સર્પ નસાડવાનો, વીંછી ઉતારવાનો, વિશનિવારણનો મંત્ર વગેરે આશરે દોઢસો મંત્રોના પ્રયોગો. (૧૦) **મંત્રસાધન વિદ્યા**—જૂદી જુદી જાતના સિદ્ધવીસા મંત્રો, તે સિદ્ધ કરવાની વિધિ, વશીકરણ, મોહન, સ્તંભન ઇત્યાદિના મંત્રો, વંધ્યા ગર્ભધાન, તાવ દુર થાય, રાજસભામાં માન મળે, ભુતનો ભય દુર થાય, જુગારનો દાવ જીતાય, ઘરમાં સાપ આવે નહિ, વિષયમાં મસ્તી, કંઠમાળ જાય, અનેક જાતના તાવ મટે, તે માટેના મંત્રો, શીતળાનો–કાળીકાનો–હનુમાનજીનો મંત્ર, એકંદરે પુષ્કળ મંત્રો આપ્યા છે. (૧૧) **તંત્રપ્રયોગ સંગ્રહ**—વશીકરણ, મોહન, સ્થંભન, આહ્વાન, ઉચ્ચાટન, આકર્ષણ, ઇત્યાદિના તાંત્રિક પ્રયોગો ઇંદ્રજાલિક ચમત્કારિક પ્રયોગો જેવા કે જળમાં તારાદર્શન, મરેલો દેડકો બોલે, જમતાં છતાં પેટ ન ભરાય, બગડેલું ઘી સુધારવું, જુદી જુદી જાતના ગુપ્ત અક્ષરો, જાદુઇ સાબુ પાંચ પ્રકારના રંગ બદલવા, એક ડાળીપર અનેક જાતના ફુલો, વૃક્ષ ઉપર દીપમાળા; જટવી વૈદ્યકના પ્રયોગો જેવા કે દમનો, કાનના દરદનો, ગર્ભ રહેવાનો,

પરમીયાનો, મસા દુર કરવાનો, ઇન્દ્રલુપ્ત રોગ મટે, વાળ વધે, તેના મદનમોદક, યોનિસંકોચના ઉપાયો, દાંતના રોગના ઉપાયો, જુદાં જુદા જંતુઓના વિષનું નિવારણ, અફીણના વિષનું નિવારણ, આધાશીશી–હેડકી–નાસુર અને વગેરેના અનેક ઉપાયોનો સંગ્રહ. (૧૨) **હસ્તસામુદ્રિક વિદ્યા**–હાથનાં પોંચાની અને હાથમાંની રેખાઓ, ચિન્હો, વગેરેની ઓળખ, તે ઉપરથી માણસનાં લક્ષણો, સ્વભાવ, રોગ વગેરે વર્તવાની વિદ્યા, એ વિદ્યાને જોઇતાં ચિત્રો મળે એટલી સહેલી અને સ્પષ્ટ બતાવી છે કે થોડા વખતમાં એ વિદ્યામાં પારંગત થઈ શકશે. (૧૩) **મુખસામુદ્રિક વિદ્યા** નાક, મ્હોં, ઓઠ, આંખ, પોપચાં, ભ્રમર, દાઢી, હડપચી. ગાલ કાન અને કપાળ માત્ર માણસનાં મ્હોં ઉપર નજર કરીને જ ઓળખી લેવાની અને તેનો સ્વભાવ, શક્તિ, ખાસીયત ઇત્યાદિ જાણી લેવાની સહેલી રીતો જુદાં જુદાં અવયોની ૬૩ આકૃતિઓ સાથે સંપૂર્ણ સમજાવી છે. (૧૪) **દાંપત્ય વિજ્ઞાન** વિદ્યા—કામબીજ• વિષેનું અજ્ઞાન, સંસાર સુખપર થતો આઘાત અને તેનાં કારણો પ્રેમકળા અને પ્રેમચેષ્ટા, સ્ત્રીની કામવાસનાનો નિયમ, તેની ભરતી તથા ઓટ બતાવનારો નકશો, સ્ત્રી પુરૂષનાં ગુહ્યાંગોની રચના, સમાગમનું પ્રમાણ, અનુકૂળ અને પ્રતિકૂળ સમાગમની સમજ, સમાગમ માટે સ્ત્રીની તૈયારી, સુખાસન કયું ? સમાગમના શારીરિક લાભ, અપૂર્ણ સમાગમનાં માઠાં પરિણામ, સગર્ભાવસ્થામાં સમાગમ, ગર્ભવતીને થતી ઉલટી, વંધ્યત્વના ઉપાયો, ઇત્યાદિ.

## આવી જાતનાં બહાર પડેલાં પુસ્તકોમાંથી સૌથી મોટું, સારૂં અને સસ્તુ પુસ્તક.

# શાક, પાક, પકવાનશાસ્ત્ર.

આમાં જુદી જુદી જાતના ગરમ મસાલા જેવા કે પારસી રીતનો શાકનો મસાલો, શાકનો સાદો મસાલો, શાક દાળનો ગરમ મસાલો, રાઈનો મસાલો, ખોપરાનો મસાલો, મેથીનો મસાલો, ભજીયાનો મસાલો, શાકદાળનો દક્ષિણી રીતનો મસાલો, શાકભાતમાં મેળવવાનો લોટનો મસાલો, હિન્દુસ્તાનની રીતનો ગરમ મસાલો, પાનનો મસાલો; જુદી જુદી જાતની ચટણીઓ તથા કચુંબરો જેવી કે, રીંગણાની ચટણી, કાંદાની; થોરના પાદડાની, અડદની દાળની, આંબલીની, આંબળાની, દ્રાક્ષની, કેરીની, કેળાંની, કોથમીરની, ફુદીનાની, મસાલાના ભાત જોડે ખાવાની, આદાની, મીઠાલીંમડાની, કાચાં દાડમની, કોઠાંની કરમદાંની, ચણાની દાળની, લીલાં મરચાની કોકમની, ઇંગ્રેજી રીતની, ફુદીનાની, તલની, લસણુની, જીરાની, ખજુરીની, ટામેટાંની, બંગાળા રીતની, શેરડીનો સરકો, ગોળનો સરકો, લીંબુના રસનો, જાંબુના રસનો, કાંદાનો, કચુંબર, કેરી તથા રાયણનું. ગાજરાનું, મૂળાનું, મોગરીનું કાકડીનું, ખોપરાનું, લીલાં મરચાં આદુ અને કોથમીરનું, કેળાનું, સુરણનું, શક્કરીયાનું, મૂળાનું, મોગરીયોનું, પપનસનું, અળવીનાં દાંડલાનું, જામફળનું, લીંબુનું, અન્નાસનું, આદુનું, શેવફળનું, રાયતું, કેળાંના ફુલનું, આંબળાનું રાયતું વીગેરે; તેમજ જાતજાતના અથાણાં જેવાં કે બાફેલાં લીંબુનું અથાણું, છીણેલી કેરીનું, બોરકેરીનું, દાબડા કેરીનું, મેથીયા કેરીનું, મુગલાઈ રીતનું, મરવા કેરીનું, ચાસણીદાર કેરીનું અથાણું કોબી-ફ્લાવરનું, ડુંગળીનું, ગાજરનું, ચવચવનું, લીંબુનું, મીઠી કાકડીનું,

રાઇતી કાકડીનું, કેરીનું, ગુંદાનું, ગરમરનું, કાઠીયાવાડી ડાળાંનું, લીંબુ હળદર આદાનું, વાસનું, લીંબુનું મદ્રાસી રીતનું, કુંવળીનું, કરમદાનું, આવળના પરડાનું, ફણસનું, વીગેરે; તેમજ જુદી જુદી જાતનાં પકવાન જેવાં કે કંસાર, સુરમાના લાડુ, શીરો કરવાની રીત, વેડમી (પુરણપોળી), માલપુવા, પાપડ અનારસા, ગુલકંદ, ગુલાબજાંબુ, ગુલ-ગુલાં દહીનાં તથા માવાનાં, દુધની ગુલવી, ગોળાપાપડી, ગાંઠીયા, ઘારી, ઘારી બદામ પીસ્તાની, અમૃતપાક, મેદસુર, મોહનપાક, ઘારગા, ઘુઘરા, ઘેબર, ઘસોટ, ચીક્કી, જલેબી, ઢોકળાં સાદાં તથા ફીણેલાં, ખમણઢોકળાં, દહીવડા, દહીથરાં, દુધપહુવા, દુધપાક, દુધ રોટલી, શુલી. દખલાગ્સ, નાનખટાઇ, પરેદા, પીસ્તાની પાપડી, દુધના પર, પુરણીઆ, કેળાંની પુરી, ખારીપુરી. દહીંની પુરી, પુરી કેરીના રસની, શીંગોડાના લોટની, બટાટાની, પંચામૃત, ચોખાની પાવડી, ગગન-ગાંઠિયા, પેંડા, પાઉ, બદામની પાપડી, બરફી, બદામની, રોટલી, બાસુદી, દુધના બીસકીટ, બીરંજ, ચતુરંગી બીરંજ, ફુલઝડી, ફુદીઆ, ફાફડા, ફરસીપુરી, મથુરાના પેંડા, સુકા પેંડા, મોટા બાખર, ડેર, આરમાનીયન મીઠાઈ, મહેસુર માવાનો, બદામનો, મરકી મોહનથાળ, મોદક, મોડાં પુરણના, બાટી, બાટી મારવાડી, પુરણીયા મોદક, બુંદીના લાડુ, વેસણના લાડુ, દળના લાડુ, મગદળ તથા અડદીયા લાડુ, ચોખાના લોટના લાડુ, ગુજરાતી લાડુ, ચોખાના આટાની ખીર, ચોખાની કણકીની ખીર. સેવની ખીર, ખોચાની ખીર, લીલા શ્રીફળની ખીર, બદામની ખીર, તલની ખીર, દ્રાક્ષની ખીર, ખારેકની ખીર, બટાટાંની ખીર, સુરણની ખીર, શીખંડ, બાસુદી, હલવો કરવાની રીત, સુતરફેણી, રોટલી ઘીની, ફુલકા ખમારી, રોટલી, ખજુરની રોટલી, ખાંડની રોટલી, ખોપરાની રોટલી, બાખરવડી, કેવડો, ચાસણી બનાવવાની રીત, ધેંસ, ઘુઘરા લીલવાના, ખજુર ચોપડા, બાવટાના,

લાડવા, તલના લાડવા, વઘારેલા મહાયા, મકાઈનાં વડાં મકાઈનું ઓરસું, ખાજાં, ખાજલી. સાટા, મેસકુટ, રાધવદાસી મોદક, ચોખાના લાડુ, લાપસી, કુરડાઈ. કરકરવડી, કોકણીવડાં મગફળીના લાડુ, સાદો ભાત, વઘારેલો ભાત, દહીંવાળો ભાત, વંતાકનો ભાત, બટાટાંનો, ઘીલોડાંનો, તુરીઆનો, પરવરનો, ગોળ ભાત, બદામનો ભાત. ગુજરાતી ખીચડી, મીઠો ભાત, સાકરીયા મીઠો ભાત, કેસરી ભાત, અનનાસનો ભાત, મસાલાનો ભાત. ગુજરાતી ખીચડી, બાજરીની ખીચડી, વઘારેલી ખીચડી. મનપસંદ ખીચડી. મહમદઆદશાહી ખીચડી, સોલા ખીચડી, કેસરીયા ખીચડી. આમળાનો મુરબ્બો, કેરીનો મુરબ્બો, કોહળાનો, દુધીનો, બદામનો મુરબ્બો. અંજીરનો. અનનાસનો. મુરબ્બો. કેરીઓના કકડાનો મુરબ્બો. કેરીઓની ચીરીનો મુરબ્બો, મુસલમાની રીતનો કેરીઓનો મુરબ્બો. ફણસના મુરબ્બો. બીજોરાંનો લીંબુનો. આંબલાનો મુરબ્બો. મદ્રાસી રીતનો. આદુનો, બીલાંનો મુરબ્બો બોરનો કેળાંનો કુંવરનો, કારેલાંનો, ગુલકંદ ગુલાબના મુરબ્બો. રસ.મલીનું સરબત દાડમના રસનું સરબત, ગુલાબનું પાકેલા કોઠાના રસનું સરબત, બેચીનું સરબત. નારંગીનું સરબત. આમળાનું સરબત. આદાનો પાક ગુંદરપાક, ભરૂચી ગુંદરપાક. મોહમોહન. ગુંદરપાક, બદામ પાક, ખોપરાપાક. મેથીપાક, ગુંદર અડદીઓ, સાલમપાક, લસણપાક, મેથીપાક, અડદીયો પાક, સૌભાગ્યસુંઠીપાક, હરડેપાક, મુસળીપાક, આમ્રપાક, મહાકામેશ્વરપાક, કારેલાંનું શાક. કંકોડાનું શાક. કેળાંનું શાક, કહોળાનું શાક, કોઠંબડાનું શાક, વંત્યાકનું શાક, વાલોળનું શાક કાલીંગડાનું, પરવરનું, પંડોળાનું, પાપડીનું, ગલકાંનું, ગવારફળીનું, ચોળાફળી, ગંગડાનું, ગીલોડાનું, તુરીયાનું, ડોડીના ડોડવાનું, દુધીનું, સિંગરીઓનું, સરગવાની શીંગોનું, ભીંડાનું, તડબુચનું, ખીરાનું, સુરણનું,

રતાળાનું, અળવીના ગાંઠીયાનું, બટાટાનું, શકરીયાનું, ભોયકોહળાનું, કોબીજનું, મેથીનું, તાંદળજાનું, સુવાનીભાજી, બટાટાની, પતરી, પતરવેલીયાં, આમલીનો ચુચેંડો, કેરીઓનો ફજેતો આદિ સર્વ જાતનાં શાક પાક પક્વાન મુરબ્બા અથાણાંથી આ પુસ્તક ભરપુર હોવાથી જાતના બહાર પડેલાં સર્વ પુસ્તકોથી શ્રેષ્ટ છે. વિશેષ ખાત્રી પુસ્તક જોવાથી જ થશે. કાગળ ગ્લેજ ઉંચા પાકું પુંઠું અક્ષર સ્વચ્છ તેમજ ભણેલી સ્ત્રીઓ વાંચી શકે તેવા છે છતાં કિંમત રૂ. ૩-૦-૦ ઘટાડેલી કિ. રૂા. ૧-૮-૦ પોસ્ટેજ ૬ આના જુદા.

---

# ધી એંગ્લોહરીડે કૉરસપૉન્ડેન્સ

## ( કિંવા ) હમેશનો પત્રવ્યવહાર

આ પુસ્તકમાં ગુજરાતી સાથેજ ઇંગ્રેજીમાં પત્રવ્યવહાર કેમ કરવો તેની સંપૂર્ણ માહિતી આપેલી હોવાથી ખાસ ઉપયોગી છે. આમાં જમવાનું નિમંત્રણ, નિમંત્રણનો સ્વીકાર, અસ્વીકાર, ઉઘરાણી બાબત, મકાન ખાલી કરવા, નોકર રાખવા, અકસ્માત માટે દીલગીરી, પારસલ મંગાવવા બાબત, રજા માટે ચીઠ્ઠી, રજા રદ કરવા બાબત, રેલ્વેનો ડબ્બો રીઝર્વ્ડ કરાવવા બાબત, ભૂલી ગયેલી વસ્તુ મંગાવવા બાબત, સ્નેહીની માંદગી માટે દીલાસોજી; તેનું ઉત્તર; સ્ટીમર સંબંધી પુછપરછ, તેનો જવાબ, પુત્રનો પિતા પ્રત્યેનો કાગળ, બહેનનું ભાઇ પરનું પત્ર, હીસાબી કારકુનની જગ્યા માટે અરજી; રજા માટે અરજી; રાજીનામા માટે અરજી; મ્યુની૦ સેક્રેટરીને અરજી, રેલવે સત્તાધિકારીને અરજી, મુખત્યારની સર્ટીફીકેટ માટે અરજી, સર્ટીફીકેટ, વૈદકીય સર્ટી-

ફીકેટ, પુસ્તક રજીસ્ટરી કરવા બાબત, પગાર વધારવાની, બદલી કરવા માટે અરજી, ફરીયાદ દોરાવવા બાબત, પોલીસમાં અરજ, જુના નોકર માટે ભલામણપત્ર, ઉઘરાણી, તેનો જવાબ, પહોચેલા માલની કિંમત મોકલવા બાબત, નવી દુકાન ખોલ્યા વિષે, આડત બાંધવા સંબંધી, એક દુકાનદારનો બીજી પેઢી સાથે સંબંધ શરૂ કરવા, તેનો જવાબ, મકાનભાડું જણાવવા બાબત, મકાનમાં સમાર કામ કરી આપવાની શરત, હુંડી મોકલવા બાબત, હુંડીનાં નાણા મળ્યા બાબત, ઘરનો વીમો ઉતરાવવા, બાબત, મકાનભાડું વધારવા બાબત, કોઈ પેઢીમાં રૂપીયા જમે કરાવવા બાબત, મકાન ખાલી કરવાની નોટીસ, મકાનનું ભાડું વધારવાની તથા ઘટાડવા બાબત, મંદવાડ મરણ તે સંબંધી દીલસોજી પત્રો, અમુક કારણ માટે માફી માગવા તથા આપવાના જુદી જાતના નમુના વિગેરે અસંખ્ય બાબતોના નમુના આમા તૈયાર આપેલા હોવાથી તેમજ તે સાથેજ તેનું ગુજરાતી આપેલું હોવાથી ખાસ ઉપયોગી છે. એક વખત આ પુસ્તક તમે તમારા ટેબલ ઉપર રાખશો તો ખસેડવાનું મન થશે નહી. આજેજ મંગાવો કિં. ૧ાા પોસ્ટેજ આના ૬ જુદા.

---

# સચિત્ર ગુજરાતી મોટર ગાઈડ.

## ૧-૨-૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની

## મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક.

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક, સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક, કૉંપ્રેશન સ્ટ્રોક, પાવર સ્ટ્રોક, એકઝોસ્ટ, વાલ્વ એન્ડ

કેન, ડબલ દાદાનું કેન શાફ્ટ, વ્હોલ્વના ટાઇમીંગ, વગેરે પેટરોલ, કાબ્યુરેટર, બેટરી તૈયાર કરવાની રીત. એક્યુમુલેટર ચાર્જીંગ ઇનિડકશન કોઇલ સ્પારકિંગ પ્લગ, કોનટેક્ટ બ્રકર, વ્હોલ્ટમિટર, ઇનશુલેટેડ વાયર, ડિસ્ટ્રીબ્યુટર, બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ, મેગનેટો, આરમ્યુચર, મેગનેટો કોનટેક્ટ બ્રેકર અને ડિસ્ટ્રીબ્યુટર. ટાઇમીંગ કાપરને મેગનેટો, કેવો બેસાડવો, સીંગલ સીલેન્ડર કમડોઇલિ વાયરીંગ, ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ, સીલેન્ડર, વાયરીંગ ઓર્ડર, ડબલ સિલેન્ડરના ક્રૌંક, ત્રણ સિલેન્ડરના એંજીનની માહિતી, છ સિલેન્ડરના એંજીનનો ક્રાંક, વાયરીંગ વોટર કુલીંગ સિસ્ટીમ, ટયુબીલર રેડએટર થરમોસાવફ્ન્જ વોટર કુલીંગ સિસ્ટીમ, વોટરપંપ, કલચેસ, લેદરકોનકલચ, પ્લેટસકેસીંગ, ફરવનારી મોટી પ્લેટ, ફરનારી નાની પ્લેટ, કંપપ્લેટ કલચપ્લેટ, ડિફ્રેન સિયલ ગિયર ચેનમડગાર્ડ, સ્ટિયરીંગ ગિયર, લેદર બાઇન્ડીંગ, હેડબ્રેક ઇનટર્નલ એકસ પેડીબ્રેક થોટલ લિવ્હર અને એકસલીરેટર, ગવ્હર, ટાયરવમાં હવા ભરવાનો પંપ, ટાયરમાં હવા ભરવાનુ કોષ્ટક, ટાયર કાઢવા, ટાયર અને ટયુબનો જથો, મહત્વની સુચના વગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે. પુસ્તકમાં સમજ ખાતર ઠેકાણે ઠેકાણે તેના ભાગના ચિત્ર આપવામાં આવેલ છે. કિ. રૂ. ૨–૦–૦ પોસ્ટેજ ૦–૪–૦ આના જુદા.

**મળવાનું સ્થળઃ—**

**મહાદેવ રામચંદ્ર જાગુટે, બુકસેલર**

ત્રણ દરવાજા—**અમદાવાદ**



# અરેબિયન નાઇટસ



ખુશીના ખજાનો અકકલનો ભંડાર, અને વારતાઓનો મહાસાગર આ અરેબિયન નાઈટસનુ પુસ્તક છે. આમ ન્હાની મોટી અસંખ્ય વારતાઓનો સંગ્રહ છે. વારતામ પેટા વારતા એવી એવી ઘણી વારતાઓ હોવાથી એકવાર વાંચવા લીધા પછી તે હાથમાંથી હેઠે મુકવાનું મન થતું નથી. દુનીયાની દરેક ભાષામાં તેનાં ભાષાન્તર થયેલાં છે. અને તે સર્વની હજારોની સંખ્યામાં વેચાય છે. સો સારા પુસ્તકો માંનું તે એક પુસ્તક છે. રાજા અને રંક બધાને સરખો આનંદ આપે તેવું આ પુસ્તક છે. ઘણા વખતથી આની આવૃતી મળતી ન હતી ને હમણાજ તેની ચોથી આવૃતી બહાર પાડવામાં આવી છે. કાગળ ગ્લેજ ઉંચા પાકુ સોનેરી પુઠુ મોટી સાઇઝનું લગભગ ૬૦૦ પૃષ્ઠ છતાં કીંમત રૂ. ૪॥ પોષ્ટેજ ૧૦ આના જુદા રફ કાગળ પાકું સોનેરી પુઠુ કીંમત રૂ. ૩॥ પોષ્ટેજ ૧૦ આના જુદા.

મળવાનું ઠેકાણું:—

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુટે**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

ધર્મ વિજય પ્રેસ—અમદાવાદ.